શ્રી

# ચંકલ જ્ઞાન અમરત

બનાવનાર

તારાચંદ ઉકેં ચક

છપાવી પ્રસિદ્ધ કર

જુગલભાઇ ચકુભાઇ અ



આવૃતી ૧ લી                    પ્રત ૫૦૦

અમદાવાદ

પાનકોરના નાકે એંગ્લોવર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા ડાહ્યાભાઇ સીખાભાઇએ છાપ્યું.

સંવત ૧૯૭૨                    સને ૧૯૧૬

કિંમત અમુલ્ય.

શ્રી

# ચકલ જ્ઞાન અમરત

બનાવનાર

તારાચંદ ઉર્ફે ચકલરામ હવસા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

જુગલભાઇ ચકુભાઇ. અમદાવાદ



આવૃતી ૧ લી પ્રત ૫૦૦

અમદાવાદ

પાનકોરના નાકે એગ્લોવર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. ડાહ્યાભાઇ ભીખાભાઇએ છાપ્યું.

સંવત ૧૯૭૨ સને ૧૯૧૬

કિંમત. અમુલ્ય.

# પ્રસ્તાવના

ચાર વેદ અને છ શાસ્ત્ર અને અઢાડ પુરાણમાં જેવા જીવોને પુરૂષાર્થ બતાવ્યાં છે તેમાં જન્મ મરણ દુઃખની નિવૃત્તિ કરવા માટે આ "ચકલ જ્ઞાન અમરત"નો સારી પેઠે વિચાર કરશો તો તમારા દેહના તત્વનું જ્ઞાન થશે. આ દુનિયામાં મોટામાં મોટું દુઃખ જન્મ મરણ જેવું બીજું એકે નથી. માટે કોઇ વેદાંતી તથા બ્રહ્મજ્ઞાની તથા તત્વદર્શી તથા માહાત્મા પુરૂષ કોઇ સ્વામીનો સમાગમ કરશો અને આ પુસ્તકનો વિચાર કરશો તો જન્મ મરણના દુઃખથી મુક્ત થઇને બ્રહ્મનાં સુખને પ્રાપ્ત થશો. જેમકે મૃગ આપણી સુગંધીનો અનુભવ જાણ્યા વિના સર્વ જગ્યાએ કસ્તુરી ખોળે છે તે કસ્તુરી મૃગના પેટમાં છે. તેમ આ પુસ્તકનો વિચાર કરશો તો મહા આનંદને પ્રાપ્ત થશો. હવે વેદમાં ત્રણ કાંડ છે, તેમાં કર્મ, ઉપાસના ને જ્ઞાન. કર્મ, ઉપાસના પેહેલાં સમજવી. અને અંતઃકરણ શુદ્ધ કરવું. પછી આ પુસ્તકનો વિચાર કરશો તો તેનું ફળ પરત્યક્ષ માલમ પડશે, જેમકે મેલાં લૂગડાં ઉપર રંગ ચડાવીએ તો રંગને બગાડશે ને સફેત ધોએલાં લુગડાં ઉપર રંગ ચડાવીએ તો રંગ સારો ખીલે. તે અધિકારી થયા વિના આ પુસ્તકનો વિચાર કરશો તો મેલાં લૂગડાંનાં રંગ જેવો માલમ પડશે. માટે આ પુસ્તકમાં પ્રત્યક્ષ પ્રમાણ બતાવીએ છીએ કે માટીનાં અનેક

ઘડા પાણીના ભરેલા હોય, તેમાં સૂર્યનારાયણનું પ્રતિબિંબ પડયું તો સૂર્યનારાયણ પ્રત્યક્ષ છે તો પ્રતિબિંબ માલમ પડે છે તેમ પરમાત્મા જ્ઞાન તત્વ રૂપે છે તો આ જગત દેખાય છે અને દર્પણમાં આપણું પ્રતિબિંમ દેખીએ છીએ, પણ આપણે પરત્યક્ષ છીએ તો આપણું પ્રતિબિંબ દેખીએ છીએ. તેમ આ તત્વ પરમાત્મા પરત્યક્ષ સત્ય છે, તો જગત અસત્ય દેખાય છે. માટે અનુબંધ ચાર સમજો. અધીકારી સબંધ, વીશે અને પ્રયોજન, અધીકારી, વીવેક, વઇરાગ્ય, ખટસપતી, મુમુક્ષતા, સબંધ, તત્વજ્ઞાનમાં વરતી, વીશે, હું કોણ છું તે જાણે તે વીશે, પ્રયોજન, પરમાત્માની પ્રાપ્તિ, અજ્ઞાનની નીરવરતી, ભજન, લાવણી, કુંડળીયા, કવીત, છપ્પા, દોહરા, બેત, કાફી, સમાગમ સંગ્રહ, તત્વજ્ઞાન પંચીકરણ, હોરી, વીગેરે પરચુરણ સમાવેશ કરેલોછે.

## છપય છંદ.

અલંકાર આભાસ, પ્રાસ સંભારી ભણજો;
ભુલ ચુક કરજો માફ, મેહેર માહારાપર ધરજો;
રાંક ગરીબ છું આપ, કવીને પાએ લાગું;
કવિજનનો છું દાસ, ગુનો મારો માફજ માગું;
અનુભવ અંતરમાં થયો, પણ જ્ઞાનીનો ગુલામ છું;
સઉ કવિને ચરણે નમું, નિમિત ચકલરામ છું.

## અનુક્રમણીકા.

# ચકલ જ્ઞાનાઅમરત.

## મંગળાચરણ.

દોહરો—સુદ્ધ બુદ્ધ કેરા નાથને, ચંદન કરો શરીર;
ગીરજાનંદ ગણેશને, ત્રિપુરા સુત ગંભીર. ૧
ગવરીનંદ ગણેશને, નમું હું વારંવાર;
વિઘન હરણ કારજકરણ, સુદ્ધ બુધના ભરથાર. ૨

ટીકા—હીમાચળની પુત્રી જે પાર્વતી, તેનો પુત્ર ગણપતી, અંગે તેલ સિંદુર ચરચેલું લલાટે ચંદનની આડ, કાને કુંડળ, ઉપવિત ધારણ કરેલું, પીતાંબર પેહેરેલું, હાથમાં મોદીકનો થાળ ધારણ કરનાર, હેવા ગણપતિને હું નમસ્કાર કરૂં છું, નિષ્કામ કરીને વંદન કરૂંછું. મારા મનમાં કોઇ તરફથી વિક્ષેપ ન થવા દે, ને પુરણ લાભ આપે મારી શુભ મતિને ચળિત થવા ન દે, હેવા સુદ્ધી બુદ્ધીના નાથને હું વંદન કરીને નમસ્કાર કરૂંછું.

દોહરા—ચિદાઘન ચૈતન્ય વિભુ, જગત તણો આધાર;
મતિ ન પહોંચે માહરી, શુભ મતિએ લીધો પાર. ૩
શુદ્ધ ચૈતન્ય સાગર વિષે, લેહેરો ગુણ ત્રણ ધાર;
દશ ઇંદ્રિના દેવ છે, તુરીયાતીત હરી ભાળ. ૪

ટીકા—નિરાકાર અદ્વૈત નામનો નિરંજન સત્યસ્વરૂપ તત્વરૂપ પદાર્થ છે. અચળિત ચિદાકાશ જ્ઞાનરૂપ, વ્યાપિક વિભુ બ્રમ અવિભાજ્ય રૂપે છે, તે બ્રમમાંનામ રૂપવાળુ જે જગત તેનો આધારભુત છે, તેવા ચૈતન્ય આત્માને મારી મળવિક્ષેપવાળી મતી ના જાણી શકે. તેજ ચૈતન્ય આત્માને શુદ્ધમતિ સત્વગુણવરતી જાણી શકે છે, તે શુદ્ધ ચૈતન્ય એવું નિરાકાર વસ્તુ છે, તેમાં પુર્ણરૂપી ગુણ સબળ બ્રમમાંથી ઉત્પન થયા છે, એવા સત્વ, રજ, ને તમ મહાતત્વમાંથી ઉત્પન થાય છે. તે સત્વગુણથી દેવતા ઉત્પન થયા છે. અગ્નિ, સુર્ય, અશ્વનીકુમાર, દીગપાળ, વરૂણ, વિશ્નુ, બ્રમા, તે ચૈતન્ય આકાશમાંથી લેહેરરૂપ પુરણની માફક ઉઠે છે, જેમ સમુદ્રમાં તરે છે, તેમ આ ચૈતન્ય આત્મામાં જગતની ઉત્પતિ થાય છે.

કવિત.

ગીરજાનાથ, સીતાનાથ, રાધાનાથ, સારદાને,
• તેત્રીસ ક્રોડ દેવી દેવ અંબીકાને ગંગને,
લાભ લક્ષ પિતા ગણપતિ સાહ્ય જેને,
સદગુરૂ બુદ્ધી આપે અનુભવ મારા અંગને;
ભાનુશસી આવી વસી ગ્રંથ પુરણ કામને,
ધર્મ કર્મ અનેક વીધીની ગમના અંગને,
ચકલ નમીને કહે કાર્ય સીદ્ધ કરવાને,

સરસ્વતી આવી વસો બુદ્ધીમાં ઉમંગને.

ટીકા—ગીરજા ( પાર્વતી ) ના નાથ એવા જે શંકર, નિરંજન નિરાકાર, પુર્ણ સોહંગ સ્વરૂપ, જ્યોતિરૂપ, લિંગાકાર, કલ્યાણરૂપ, એવા મહાદેવના દેવ જે શંકર તેમને હું નમસ્કાર કરૂંછું. ॥૩॥ આદ્યશકિત સીતા માતાના નાથ રામ જે સર્વ સ્થળે રમી રહ્યા છે. રમંતે જોગીરામહાં, એવા રામને હું નમસ્કાર કરૂંછું. રાહા નામ રસ્તે ચઢાવનાર એવા રાધાના નાથ જે શ્રીકૃશ્ન પરમાત્મા, સોળે કળા પુરણ, અર્જુનને વૈરાટ રૂપ બતાવનારા, હેવા શ્રી કૃશ્ન પરમાત્માને હું નમસ્કાર કરૂંછું. સરસ્વતી જે સારદામાતા મારી બાળક બુદ્ધીને વૃદ્ધિ આપવાવાળા સત્ય સમજની વૃદ્ધિ કરનારાં હું તમને નમસ્કાર કરૂંછું. આ બ્રમાડમાં મહાન તેત્રીસ ક્રોડ દેવી દેવતા, પીર પેગંબરો મહાત્મા જોગી, જતી, સિદ્ધ, ઓલ્રીઆ, પંડિત, જ્ઞાની જેટલા મહાત્મા પુરૂષો થઇ ગયા, થાય છે ને થશે એ સરવે પુરૂષોની ચરણની રજ મહારા મસ્તકે ચઢાવું છું, ને મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે યાચના કરૂંછું. આદ્યશકિત અંબા, અમરરૂપ, ગંગા, સરસ્વતી, જમુના, ત્રિવેણી ગંગાઓને હું નમસ્કાર કરૂંછું, લાભલક્ષના પીતા ગણપતી, સાહ્યમાં હજુર હજો. સદગુરૂ બ્રમનિષ્ટ, જ્ઞાનવિજ્ઞાન પુરણ, મહાન પરમતત્વ જાણનારા, હેવા ગુરૂ માહારા અંતઃકરણમાં અનુભવ આપવામાં

સમરથ હુજો. ત્રીકાંડવેદની વિધી નીષેધ એવી અનેક તરેહુની વીધીઓ છે ધર્મ, કર્મના અંગને જણાવા માટે વેદના અંગને ગણી છે. ચકલરામ નમસ્કાર કરીને એવા ચિદાકાશ જ્ઞાનરૂપ અચંચળ સ્વરૂપ એવું બ્રમ જગત ઉત્પન થાય છે ને લય થાય છે, હું સત્ય બ્રમને નમસ્કાર કરૂંછું. આ જ્ઞાના અમરતપાન શ્રષ્ટિમાં મારી ઇચ્છા છે તે કાર્ય સિદ્ધ કરશે, સરસ્વતી આવી માહારી બુદ્ધિને વીષે બાળક ઉપર સાહ્ય થઇ શબદની વૃદ્ધિ આપનારા માતા મારા દોષ દુર કરી મારી અલ્પ બુદ્ધિને વિષે વાસો કરી વસશો જેમ પાંગળો પુરૂષ મેરૂ પર્વતીનાં શીખર ઉપર ચઢવાની જીજ્ઞાશા રાખે છે, એમ ઉપલા દેવની સાહ્યતા વડે ગુરૂપ્રસાદથી પૂર્ણ લાભ મળશે.

## સવૈયો.

જ્ઞાનામ્રતનું પાન કરે નર, શંભુના સુતને ગણપતી વંદા;
જ્ઞાનાઅમરતથી છે બેમુખ રહે નર, લયભુત ભમે જન મંદા;
સુખ સ્વરૂપ અરૂપ નિરૂપ, આપહિ આપ સમર નરગંદા;
નાટક દેહનું ન જાણુત આ જગ, બોજ ઉઠાવત આપહી કંદા. ૧

## ભજન.

ગવરીનાંનંદ ગણેશજીને સમરીએ,સરસ્વતી માતાને પ્રણામકરતહું;
આજ દસરારે મહારે રોજ દીવાળી, દહાડીરે દહાડી દહાડી. ટેક.

જીવનમુકિતનો લ્હાવો મળોયો, બ્રહ્મસુખી લે ન્યાળી;
મુવા કેડે નહી મળે તે તત્વ દરશન કરધારી. આજ. ૧
પાંચ તત્વતો પ્રતક્ષ દીસે, વરતી ચઇન્ય જાણી;
વાચ અવાચતો નથી કેહેવાતા, નયણે નારાયણ ભાળી. આ. ૨
ચાર દેહથી અળગો થઈને, દ્રષ્ટારૂપ લે ધારી;
રાત ગઈને દીવસ ઉગીયો, જો સ્વરૂપ તું ન્યાળી. આ. ૩
જાણ્યા તેણે સરવે માન્યા, જુવો વેદ વિચારી;
સાર સબદનો મારગ જડીયો, ચિદાકાશ લે ભાળી. આ. ૪
સત્ય અસત્યતો નથી કેહેવાતા, વઈખરી વાણી હારી;
સદગુરૂએ કુંચી બતાવી, જગત જોત લ્યો ભાળી. આ. ૫
કાર્ય કારણ એકજ દીસે, જુવો લક્ષ વીચારી;
દયાસિંધે તો દયા કરી, ચકલ બ્રમ લે ભારી. આ. ૬

પદ.

આતમાનો અનુભવ કરજો, ઓ જીવ તમે. એ રાગ.
દેહધર્યાનું તને ફળતો તરત જડે, પરમાત્મારૂપ થઇને ફરજો. ઓ. ૧
પારસમણી દેહ હાથે આવ્યોછે, હરી ગુણુસે ના તેં ગાયો. ઓ. ૨
પાછાફરીને તમે મુળતપાસો, નહિતો જમણાહાથનુદુખપાશો, ઓ. ૩
શોધી લે તારે હાથે દીવો છે, નહીતર ખાશો લાતો. ઓ. ૪
બ્રમવેત્તા કોઈ ગુરૂ કરીલે, વેદાંતમાં ચીતતો ધરજો. ઓ. ૫
ચાર દેહથી તમે અળગા થઇને, શાંતી સાગરમાં ફરજો. ઓ. ૬
નીતીપાળી તેણે સર્વ ધર્મ પાળ્યો, અનીતી દુખને હરજો. ઓ. ૭
દુખસુખ તેતો દેહને સોંપીને, શાંતીના સુખમા ફરજો. ઓ. ૮

માળા ફેરવીને મણુકા ઘસાવ્યા, ભુનુ પાણી નવ જાણ્યું. એ ૯
ચકલ કહે એને શું કહું મુખે,તેને ખરાબપોરે અંજાણ્યું.એ.૧૦

ભજન.

ગુરૂજીરે મને મળીયા, સંદેહ મારા મનના ટળીયા;
ચિત્ત ચેતનમાં ભળીયા. ગુરૂજી. ટેક.
જપ તપ તીરથ ગુરૂના ચરણુમાં રહે છે,
બહાર વરતીને તમે પરહરો,નિવૃતિમાં સુખ રેહેછે. ગુરૂજી. ૧
ગુરૂ ગોવિંદ બે એકરૂપ છે, કરો પુજા તમે ધારી;
સાકાર રૂપે સાચા જાણો, કાર્ય કારણુ લ્યો ભાળી. ગુરૂજી ૨
પામરપણું તમે પરહરો, મુમુક્ષપદમાં મહાલો;
સત્ય સબ્દને શોધી કાહાડી, લક્ષારથને ભાળો. ગુરૂજી ૩
ધ્રૂવજીએ જયારે તપ આરંભ્યું, વિષ્ણુ પ્રતક્ષ મળીયા;
તેને ગુરૂની પાસે મોકલ્યા, ત્યારે કારજ સરીયા. ગુરૂજી ૪
રામચંદ્રને વસિષ્ટ મળિયા, કૃષ્નસંદીપ પાસે;
જનકરાયને અષ્ટાવક્ર તે, ત્યારે સ્વરૂપ પ્રકાસે. ગુરૂજી ૫
વેદ પુરાણુને શાસ્ત્ર તપાસો, સૌ માં ગુરૂપદ કેહે છે;
ગુરૂના ગુણનો પાર ન આવે,અપાર અતુલ્ય તે રહેછે. ગુરૂજી ૬
દયાસિંગે તો દયા કરી તો, સ્વરૂપ બ્રમ લ્યો ભાળી;
ભાગ્ય ત્યાગનો લક્ષ કરાવ્યો, ચકલ ચૈતન્ય લ્યો ધારી. ગુ. ૭

ભજન.

આ સરસ્વતી જીભ્યા વસો, વાણી આપો અપાર;

આ ગવરીના નંદ તમને નમુ વારંવાર;
આ વેદનું સિદ્ધાંત કોઈ જાણો સુરા સંતજી. ટેક.
આ જગત જગત સઉકો કહે, ન દીઠું તેનું રૂપ;
વાણીમાં તો કલ્પી લીધું, તે છે બ્રમ સ્વરૂપ; વેદનું. ૧
એ નર નારી પશુ પક્ષી ઝાડ પાહાડને વન;
તે તો સર્વે પ્રથ્વીરૂપે સમજો શાણા મન. વેદનું. ૨
આ મથપૂડો રૂડો રચે, જુવો તેનો ખેલ;
આ પ્રથ્વી તત્વે જગતને, બનાવ્યું અલબેલ. વેદનું. ૩
આ તત્વમસી એમ કહે, સોહંગ બ્રમ એક;
આ તું તત્વનો લક્ષ જોતાં, સર્વ ચેતન્ય અછેદ. વેદનું. ૪
હે રામ કહે કૌસલ્યાને, ક્રશ્ન અરજુન પાસ;
ત્રીપુરારી ગીરજા પ્રત્યે કેહે છે સાચી વાત. વેદનું. ૫
આ સુરતી સ્મૃતિને જુવો સૈતામાં છે સાર;
સૂત્રકારને ભાષ્યકાર, કેહે છે તે નિરધાર. વેદનું. ૬
આ પંજાબી એક મહાત્મા, દયાસીંગ છે નામ;
ચકલને જો કરૂણા કીધી, દર્શાવ્યો સાચો ધામ. વેદનું. ૭

લાવણી-

અદ્વેત સ્વરૂપ અવિનાશ, સચરાચર છે,
દ્વૈત દ્રષ્ટિ દેખો તો આપેજ પતંતર છે;
શીવનો બન્યો છે જીવ દ્વૈતની માયા,
માયાસેં સકળ સંસાર જગત ફેલાયા;
મેં મારૂં કરીને ધરી રહી છે કાયા,

કાયાસેં ઉપની આપ જીવની છાંયા;
છાંયાસેં આપ અવિનાશ સ્વતંત્ર છે,
દ્વેત દૃષ્ટિ દેખો તો આપેજ પતંતર છે. ૧
નિરગુણ કે સગુણ સકળ ઠેરાવેં,
અંધાલા કડી ઝાલેને ગોથા ખાવેં;
ન જાણ્યાં ગુરૂકા જ્ઞાન આપ અથડાવે,
સમજણ વિના સંક્ષય આપ ભટકાવે;
આપે આપ ન જાણે એતની કસર છે,
દ્વૈત દૃષ્ટિ દેખોતો આપેજ પતંતર છે. ૨
પાંચ તત્વ ત્રણ ગુણકા જગત ફેલાયા,
નથી સત્ય કેવળ કલ્પિત દીસે માયા;
માયાસેં જગત દરશાય આડ તત્વ પાયા,
આપે આપમાં નીરંજન સમાયા;
સમજહીણકે શીશ કાળકા બળ છે,
દ્વૈત દૃષ્ટિ દેખોતો આપેજ પતંત્ર છે. ૩
તોરા કલગીકા ઝઘડા જગમેં ભારી,
જ્ઞાની પુરૂષો જુઓ આપ વિચારી;
જેણે જ્ઞાન અગ્નિકે બિચ અવિદ્યા બાળી,
તોરા કલગીવાલેકું જુતિયા મારી;
જમી અસમાનકે બિચ અલક અધર છે,
દ્વૈત દૃષ્ટિ દેખોતો આપેજ પતંતર છે. ૪
ગુરૂ નાનકજીકે શીશ દયાસિંગ સચ્ચા,

એ અકાળિકા લેખ નહિ નર કચ્ચા;
ઓહી વાહ ગુરૂકી મેહેર કાળસેં વંચ્યા,
બોલ ખ્યાલસા ખ્યાલ તો બોલેજ ચકલ બચ્ચા. ૫

વાત.

એક રાજા હતો, તેને ચઉદ દેશ હતા, તે રાજા બજારમાં ફરવા જતો હતો, તે જગ્યાએ એક માણુસ ભુત વેચવા બેઠો હતો, ત્યાં જઈને રાજાએ પેલા ભુતવાળા માણુસને પુછયું. રાજાએ કહ્યુ કે અલ્યા ભાઇ આ ભુતની શી કીમત છે? ત્યારે પેલાએ જવાબ દીધો કે રાજાસાહેબ આ ભુતના સો રૂપીઆ બેસે છે, ત્યારે રાજાએ પુછયું કે એવો તેનામાં શો ગુણુ છે, ત્યારે પેલા માણુસે જવાબ આપ્યો કે રાજાસાહેબ તેનામાં એવા ગુણુ છે કે એક પળમાં તે કરોડો ગાઉ જઇ આવે છે. એનામાં એટલો બધો ગુણુ છે, પણુ એક અવગુણુ છે કે આપ એ ભુતને જે દીવસે કાંઇ પણુ કામ ન બતાવો તે દીવસે આપને મારી નાંખે, ત્યારે રાજાએ વિચાર કરયો કે, આપણે બહુ દેશના રાજા છીએ, આપણે ઘેર કાંમની શી ખાદ છે, એવો વિચાર કરીને પેલુ ભુત ખરીદયું, પછી ઘેર ગયા કેડે પેલા ભુતે કહ્યું કે મને કામ બતાવો, તે રાજાના મોહોટાં ચઉદ શહેરો છે, તે ચઉદ દેશની ખબર કાઢી લાવ, ત્યારે પેલો ભુત એક પળમાં બધા દેશોની ખબર લેઈને પાછો આવ્યો, ફરી કહ્યું કે મને કામ બતાવો, ત્યારે રાજાએ કહ્યું કે બ

ધા દેશના માણસો તથા ઢોર ગણી લાવ. તે પણ એક ' ળમાં કરી લાવ્યો એમ કરતાં કરતાં રાજા થાકયો, ત્યારે રાજાએ કહ્યું કે હું ખાઇને આવુંછું પછી બતાવીશ એમ કહીને પાછળ પોતાના મેહેલમાં આવ્યો, ને બેઠા ત્યાં ઘણી દીલગીરીથી અપસોસમાં બેઠો ત્યાં તેની એક દીકરીએ તેને પુછયું કે પીતાજી આજ કેમ દીલગીરીમાં બેઠા છો? રાજાએ કહ્યું કે હે બેહેન આજ કાંઇ કેહેવાની વાત નથી. એટલું દુઃખ છે કે આજ મ'હારૂં મોત છે, ત્યારે પેલી દીકરીએ કહ્યું કે પીતાજી હાલતો તમે ખાઇ લ્યો પછી તમારૂં જે દુખ હશે તે હું નિવારણ કરીશ. એમ કહેતાં બંને ખાવા ગયા, ખાઇને બહાર આવ્યા પછી દીકરીએ પુછયું કે બાપા હવે જે દુખ હોય તે મને કહો, ત્યારે બાપે કહ્યું જે હું આજે બજારમાંથી એક ભુત ખરીદી લાવ્યોછું તે ભુતને જે કામ બતાવીએ છીએ તે એક પળમાં કરી લાવે છે પણ તેનામાં એક અવગુણ છે કે કામ ન બતાવીએ તો આપણને તે ખાઇ જાય. હવે મેં તે ભુત પાસે જે કામ કરાવ્યાં તે એક પળમાં કરી લાવ્યો, હવે આખો દેહાડો તે શું કામ બતાવવું, નહિતો આપણને મારી નાંખશે. ત્યારે એ દીકરીએ કહ્યું કે બાપા એ ભુતને મારી પાસે મોકલો. કેહેત્તામાં પેલા ભુતને પોતાની દીકરી પાસે રાજાએ મોકલ્યું તેણે કહ્યું કે કામ બતાવ. પછી તે દીકરીએ કહ્યું છે આ કોશ લેઇને બે હાથનો ખાડો ખોદ તે

માં આ મોભ હાટ, તેના ઉપર તું ચઢ ને ઉતર, ફરી કા
મ પડશે ત્યારે બીજું કામ બતાવીશ. એ વાતનું સિદ્ધાંત–
દેશને ઠેકાણે દેહ, જીવરૂપ રાજા, સંસારરૂપી બજાર, લો·
ભરૂપી વેચનાર, મનરૂપી ભુત, ચઉદ દેશરૂપી વિષય, અં
તઃકરણરૂપી રાજાનો મેહેલ, અફસોસરૂપી અવિદયા તથા અ
જ્ઞાન, બુદ્ધિરૂપી દીકરી, તેની સમજણરૂપી બ્રમવિદયા અને
બોધ, વિવેકરૂપી ભુતને બોલાવવું, વિચારરૂપી ખાડો, સમ
જણરૂપી કોશ, વેદાંતરૂપી કોશ, સમરણ મનન ને નિ·
ધ્યાસનરૂપી ચઢવું ઉતરવું, તથા સોહંગ ચઢવું. ઓહંગ
ઉતરવું એમ ભુત વશ થાય.

વાત.

એક નગરમાં એક બાદશાહ હતો, તેની દાશીને કહ્યું કે
ફુલની તળાઇ બીછાવ, હું એક વાગે સુવા આવવાનો છું.
પેલી દાસીએ ફુલની તળાઇ બીછાવીને વિચાર કરયો કે હ
જુ સાડાબાર વાગ્યા ને હવે લગીર વાર છે માટે હું સુઇને
ઉઠું. એમ વિચારી તે સુતી ને ઉનાળાનો દીવસ હતો તે
થી ઉંઘી ગઇ, તેટલામાં બાદશાહ આવી પહોંચ્યો, તેને
સુતેલી જોઇને બેચાર લાતો મારી, પેલી ઝબકીને જાગી ને
હસતાં હસતાં ચાલી ગઇ. બાદશાહે વિચાર કરયો કે મેં
એને મારી પણ તે હસતી હસતી ચાલી તેનું શું કારણ?
પછી પેલા બાદશાહે દાસીને બોલાવીને પુછ્યું, દાસીએ
જવાબ આપ્યો કે હું એક પળવાર સુતી તેટલામાં મને

માર પડચો ત્યારે આપે તો કેટલા વરસથી સુઇ રહો છો તો ખુદાને ઘેર આપની શી વલે થશે.

સિદ્ધાંત—બાદશાહને ઠેકાણે જીવ, વૈરાગ્યને ઠેકાણે દાસી, બોધને ઠેકાણે દાસીનાં વાચક, પલંગને ઠેકાણે દેહ, વિષયને ઠેકાણે ફૂલની તળાઇ, હુંપણાને ઠેકાણે મારવું. દાસીએ કીધું કે રાજાસાહેબ આતો લાકડાનો પલંગ છે તે પણ પૃથિવનાં લાકડાં છે ને પુલ છે તે પણ પૃથ્વિમાંથી જળના સંયોગથી ઉત્પન થયાં છે. તે બધુ ખુદાનું છે ને તે ઉપર તમે સુઓ છો તે તમને કેટલો બધો માર પડશે તેમાં સાહેબ મને દાંત આવ્યા હતા. ત્યાંથી બાદશાહને જ્ઞાન ઉત્પન થયું.

છપ્પો.

ચાર વેદ ખટ શાસ્ત્ર, પુરાણ અઢાડને જાણો;
ગીતા ભાગવત સાર, ઉપનિષદ અર્થ પ્રમાણો;
સર્વ પયરૂપ જાણ, સમજ ગુણ એકઠાં આણો;
સબદ ગોળીની માંહી, સોહંગ વલોણું તાણો;
વિજ્ઞાન પેંડા આવશે, મુમુક્ષ જન નિશ્ચે કરો;
જ્ઞાન તત્વ આકાશ હરી, ઘ્રથરૂપ જોઇ નિરખે ફરો. ૧

રાગ હોરી.

કારણ બ્રહ્મ કનઇયા, ખેલતહે, કારણ બ્રમ કનઇયા. ટેક.
બ્રમહિ ભાસે, સંદેહ નાસે, સીદ તું થાય છે ઉદાસી;

સ્થુળ સુક્ષમ કારણુ નહી તારૂ, વઈરાટ તે જસ તપાસા,
સકલ ચીદાકાસ ભાસી. કારણુ૦ ૧
પિંડ બ્રમાંડની કરી પીચકારી, અખંડ જોત તપાસી;
પુરૂષ સંગ પ્રકૃતિ ખેલતહે, સમજ જીવ થાતું ખુલાસી;
માયા તારી જાશેજ નાશી. કારણુ૦ ૨
જ્ઞાન ગુલાલ અતિસે ઉડાયા, અનભેહાર કંઠ ડારી;
પાંચ કોસકી ગાગરીયા ભરકર, અવિદયાકે શીરધારી;
બ્રમરંગ ભરપુર ભારી. કારણુ૦ ૩
કાર્ય કારણ ફુગવા ઉડાદે, હો ગઈ લાલમલાલી;
તુમ તત્વકો પાછળ છોડકર, અસિપદમેં લે તાળી;
અહંગ બ્રમ આપે જનમાળી. કારણુ૦ ૪
ગોપ ગોવાલણુ સમજુગ દીસે, ચઇતન્ય કનઈયા પ્રકાશી;
ચઉદ ઇંદ્રિયા ગોપી બનીહે, દવૈતમાં ખેલ તપાસી;
ચકલ જગબ્રમહી ભાસી. કારણુ૦ ૫

અખાના રાગનો છપ્પો.

પંચભુતની દુનિયા થઇ, સાચી વસ્તુ સબમાં રહી;
છે પોતે ના દેખે હરી, સમજણુ વિના જાયે તે મરી;
ના મરવાનો એ ઉપાય, હું નહિ તું નહિ તત્વ દરશાય:
ચકલ વિવેકની પકડો ઢાળ, કાળ કેરો તે થાશે કાળ. ૧
દેહ ધારી સર્વને દુઃખ, જ્ઞાન સમજે તો સરવે સુખ;
દેવ ગાંધર્વ કે માણુસ હોય, ત્રણુ તાપમાં રહ્યુ સર્વ કોય,

કોઇને ધન, પુત્ર, સ્ત્રીનું દુઃખ, ત્રણુ તાપનું અદકું દુઃખ;
ચકલે દેહ ધારી સુખ ચાહાય, જ્ઞાની જનની મોઝો પાય ૨
જેમ થાય તેમ થવાદો, તત્વજ્ઞાન જોઇ નિરખે રહો;
પળની વાતો પળમાં બને, મમતાની મોઢ સીદને ધરે;
તત્વની રચના તત્ર કરે, અહુંગ મમતા તું શીદને ધરે;
અત્યંત આનંદ જીવન મુકતાને થાય, સતીથી પતીની
વાત ન કહેવાય. ૩

ઝુલણું.

મરતાં નહી કોઇ જીવતાં નહી, દેહ ભુતકા પાંચ ખુલજાતાહે;
અર્થકો સાર સમજ્યા નહિ, વિચાર વિના સબ ધાતાહે
સબદજાળકા દુખકો પાર નહિ, આપેઆપમેં આપ સમાતાહે
ચકલરામ કહે તુંમ દેખ પ્યારે, તત્વજ્ઞાન પ્રત્યક્ષ ભાસતાહે ૧

વારતા

એક રાજા અને તેની રાણી બન્ને જણા અગાસીમાં સુઇ રહ્યાં હતા. સવારમાં ઉઠયાં ત્યારે રાણીનાં શરીર ઉપર એક પક્ષીનું પીછું પડયું હતું તે સારૂં શોભીતું સોનેરી રંગેનું ચળકતું તે લેઇને રાણી રાજાને કેહે છે કે આ પીંછાની મને તળાઇ બનાવી આપો, તે રાજાએ હા કહી, પછી થોડા દીવસ ગયા પછી રાજા ભુલી ગયો, પણ રાણી હઠ મેલતી નથી. પછી રાજાને પાછી રાણી કહે છે કે તમે પેલી તળાઇ ના કરી આપી. પછી રાજાએ ચાર પારધી બો-

લાવ્યા અને આજ્ઞા કરી કે આ પીંછાના રંગવાળા પક્ષી પકડી લાવો, પેલા પારધીએ વનમાં જઇને પક્ષીઓને કીધું કે આ જાતનાં પક્ષીઓ હોય તે આવો. નહીંતો બધાને મારી નાંખીને લેઇ જઇશ. પક્ષીઓએ વિચાર કર્યો કે આપણને મારી નાંખશે ત્યારે ચાલોને આપડે જઇએ એમ વિચાર કરીને બધા પક્ષી રાજાની પાસે આવ્યા; રાજાએ પુછ્યું કે હવે કોઇ બાકી રહ્યું છે કે? પક્ષીઓએ જવાબ આપ્યો કે હા અમારો એક શેઠ રહી ગયો છે. એટલામાં તેનો શેઠ આવ્યો અને તેને પુછ્યું કે તું કેમ પાછળ રહ્યો. મારી નાતમાં ટંટો આવ્યો રાજાએ પુછ્યું શો ટંટો હતો. અમારી નાતમાં એવો ટંટો હતો કે ભાયડા વધારે કે બાયડીઓ. રાજાએ કીધું કે એમાં શું? ભાયડા એટલી બાયડીઓ. શેઠ પક્ષી બોલ્યો ના સાહેબ એમ નહી, બાયડીઓ વધારે, રાજાએ પુછ્યું શાથી? કે બાયડીઓનું કહ્યું માને તે બાયડીઓમાં ગણાય છે, તેથી બાયડીઓ વધારે, એવો ન્યાય આવ્યો હતો તેમાં વાર લાગી. રાજાએ મનમાં વિચાર કર્યો કે હું આ પક્ષિઓમાં પણ આવો ન્યાય થાય છે, માટે હું પક્ષિ કરતાં પણ ગયો. એવો વિચાર કરીને બધા પક્ષિઓને ઉડાવી દીધાં. એમ કરતાં માસ બે માસ ગયા અને કહ્યું કે મેં પેલીં તળાઇને માટે કાંઇ વાત ધ્યાનમાં ના લીધી. ત્યારે રાજાએ પારધીને બોલાવ્યા. તે પારધીઓ પક્ષિઓને લેઇ

ને રાજ. .સ આવ્યા રાજાએ કીધું હવે કોઇ બાકી રહ્યું છે ? પક્ષિઓએ જવાબ દીધો કે એક અમારો શેઠ રહયો છે એટલામાં પેલો શેઠ આવી પહોંચ્યો. શેઠ પક્ષિને પુછ્યું કે તને કેમ વાર લાગી. સાહેબ મારી નાતમાં એક ન્યાય આવ્યોતો તેમાં વાર લાગી, રાજાએ એવું પુછ્યું, શો ન્યાય હતો ? શેઠ પક્ષિ કહે છે કે સાહેબ મોહો વધારે કે ગાંડો ? ત્યારે રાજાએ કહ્યું કે એમાં શું મોહો એટલી ગાંડો. શેઠ પક્ષિ કેહે છે ના સાહેબ, એમ નહિ, ગાંડો વધારે. અમારે એવો ન્યાય હતો કે બોલ્યું અબોલ્યું કરે તે ગાંડો વધારે એવો ન્યાય આવ્યો હતો, તેમાં વાર લાગી. રાજાએ કહ્યું કે હું પક્ષિઓ કરતાં પણ ગયો ને પક્ષિઓમાં પણ આવો ન્યાય છે. માટે બધા પક્ષિઓને પણ ઉડાવી દીધાં. તેમ કરતાં કરતાં પણ બેચાર દીવસ ગયા પણ રાણી હઠ મેહેલતી નથી રાજાએ વિચાર કર્યો કે આ રાણીની હઠને લીધે હજારો જીવની હિંસા કરવી પડશે માટે લાવ જાત્રાએ જઉં. બંને જણા જાત્રાએ ગયાં, રસ્તામાં કુવો આવ્યો, ત્યાં બંને ઉતર્યાં, ત્યાં એક બકરી ને બોકડો બંને જણ ઉભાં હતાં. પેલી બકરી બોકડાને કેહેછે કે આ કુવામાં ધરો છે તે મને લાવીને ખવરાવો, બોકડાએ વિચાર કર્યો કે હું ધરો લેવા જવું તો કુવામાં મરી ન જઉં માટે તે બોકડાએ એવો વિચાર કરીને તે બકરીને બે ચાર ગોથા માર્યા, બેં બેં કરતી બકરી નાશી

ગઇ, આ તમાસો પેલા રાજાએ જોયો ને વિચાર કર્યો કે હું પેલા બકરા કરતાં પણ ગયો, એમ વિચાર કરીને રાણીને કહ્યું કે ચાલ આપણે ઘેર જઇએ. હું તળાઇ તને બનાવી આપું. પછી બંને જણા ઘેર આવ્યા ને પછી રાજાએ બે ચાબકો રાણીને જડાવી દીધી. રાણીએ કહ્યુ ના સાહેબ મહારેતો કંઇ તળાઇ જોઈતી નથી.

સિદ્ધાંત--જીવને ઠેકાણે રાજા, રાણીને ઠેકાણે માયા, અંતકરણને ઠેકાણે અગાશી, વિષયને ઠેકાણે પક્ષીનું પીછુ ચાર પારધીને ઠેકાણે કામ ક્રોધ, લોભ, મોહ. પક્ષીના ટોળાને ઠેકાણે ઇંદ્રીઓ વીષયો પ્રરકતીઓ, શેઠ પક્ષીને ઠેકાણે વીવેક, પક્ષીના ન્યાયને ઠેકાણે રાજાને વાત કહી તે બોધ, બોકડાને ઠેકાણે મુમુક્ષ. બકરીને ઠેકાણે આવરણ. ને કુત્તાને ઠેકાણે મોત, બાગ્નાને ઠેકાણે સદગુરૂનુ દ્વાર બોકડા ના તમાસાને ઠેકાણે સદગુરૂની સાન, ચાબકો મારી તે ઠેકાણે મહા વાયક. રાણી નાઠી તે ઠેકાણે અહંકરતી માયા.

વાત.

એક જંગલમાં આંબાના વાઢ હતા, ત્યાં ગોવાળીઆના છોકરા રમતાં હતાં. તેમાંથી એક છોકરો એક ઘુવડનું બચ્ચુ પકડી લાવ્યો, તેને આંબાની કેરીનો રસ ખવરાવ્યો એમ રમત કરતાં યરતાં તેની આંખો ઉઘાડી નાખી તેવી રોજ રમત કરંતા હતા તે ઘુવડનુ બચ્ચુ પોતાને ઘેર જઇ

ને પોતાના માબાપને કહે છે કે આ જગતમાં સૂર્યનારાયણ પણ દેખાય છે. પેલા માબાપો કેહે છે ના એમ હોય નહી અમારી સાત પેઢીઓ થઇ પણ અમે તો સુર્યનારાયણ કદી જોયા નથી. પેલા બચ્ચાએ જોયેલા છે તેથી તે હા કહે છે. ઘુવડના માબાપો વાગોળ પાસે ગયા. ને કહયું કે તમે સુર્ય જોયા છે. વાગોળોએ પણ ના કહયુ ત્યાર પછી એમના સ્નેહી ચામાચીડીઆ પાસે ગયા, તેમણે પણ ના કહી પછી એમની વડીઆઇ આંધળી ચાકેણ કને ગયા તેમણે ના કહ્યુ તો પણ પેલુ બચ્ચુ હઠ મેલતું નથી.

સિદ્ધાંન્ત—પેલા વનને ઠેકાણે વેદ, આંબાના વાઢને ઠેકાણે શ્રુતિસ્મૃતિ, ગોવાળીઆના છોકરાને ઠેકાણે ગુરૂ, આંબાના રસને ઠેકાણે મહાવાયક, ઘુવડના બચ્ચાને ઠેકાણે મુમુક્ષ ઘુવડના માબાપને ઠેકાણે વિષય વાગોળને ઠેકાણે પામર, ચામાચીડીઆને ઠેકાણે ભેદવાદી, આંધળી ચાકેણને ઠેકાણે સરળ.

વાત.

એક રાજા હતો તે વનમાં શીકારે નીકળ્યો હતો તે વનમાં નદી આગળ આવ્યો, તે નદીમાં એક સિંહ તણાતો હતો તે પેલા રાજાએ જોયો, તે રાજાએ વિચાર કર્યો કે આ સિંહ તણાય છે માટે ચાકરોને હુકમ કર્યો ને દોર

નાંખીને પેલા સિંહને બાહાર ખેંચી કાઢયો. પેલા સિંહને દયા આવી ને જ્ઞાન થયું કે રાજાથી મહારો જીવ બચ્યો. પછી સિંહ કહે છે કે તમે દેશના રાજા છો ને હું વનનો રાજા છું મારે ને તમારે મીત્રાચારી થઇ માટે તમે આવજો કે કાંઈ વાતચીત કરીએ તેવું કહીને રાજા પોતાના ચાકરોની સાથે પોતાના દેશમાં આવ્યા સિંહ હતો તે પોતાના વનમાં ગયો તેમ કરતાં એ રાજા સીકારને અરથે એક સમે તે વનમાં નીકળી પડયો પણ સીકાર કાંઇ હાથ લગ્યું નહી ને અથડાઇને હુનાળાના દીવસમાં બહુ દુખી થયોને તરસ પણ બહુ લાગી હતી પછી તેનો પેલો સઇ સ્નેહી સાંભળી આવ્યો, તે ચાલ્યો ચાલ્યો તેના વનમાં આવ્યો સિંહ રાજાને જોઇને બહુ ખુસી થયો પોતે વન્ફળ આણી આપ્યા. ઠંડુ પાણી આણી આપ્યુ. તે સિંહે પછી પોતાના ખોળામાં સુવાડીને રાજાને વાયરો નાંખવો માંડયો રાજાને લહેરમાં ઉંઘ આવી તેટલામાં એક તીતીગોડો ઉડતો ઉડતો આવીને રાજાના નસકોરા ઉપર બેરી ગયો સિંહે વીચાર કરયો કે મારા રાજાના નસકોરા ઉપર બેઠો એમ ધારી પોતે થાપ મારી ને તે થાપથી કોમળ રાજાના ગળામાં નખ વાગવાથી મરણ પામ્યો.

સિદ્ધાંત—ડાહયો દુસ્મન સારો, પણ મુરખ મિત્ર ખોટો. સિંહના અજ્ઞાનથી રાજાનું મરણ થયું.

વાત.

એક વનમાં એક કુવો હતો, તેમાં એક વટેમાર્ગુ પડયો, તે વનમાં એક રબારી ગાયો ચારતો હતો. તેણે પોતાનું ફાળીઉ નાખીને કહ્યું કે તું બહાર નીકળ. તે વટેમારગુએ જવાબ આપ્યો કે આટલા મધનુ ટીપુ મહારા મોંમા પડી રહે એટલે બહાર નીકળું, કારણ કે તે કુવા પર એક વડનુ ઝાડ હતું તે ઝાડના ડાળાએ મધ વળગ્યુ હતું તે ડાળુ વટેમારગુ ઝાલીને લટકતો હતો. તે મધનાં ટીપાં પેલાનાં મોમાં પડતાં. તે કુવામાં નીચે મોટો અજગર મો ફાડીને પડયો હતો, તે ડાળાના ઉપર ખીસકોલા બેઠા બેઠા તેજ ડાળુ કાતરતાં હતાં.

સિદ્ધાંત—માયાને ઠેકાણે કુવો, ને નીચે અજગરને ઠેકાણે કાળ, વડની ડાળીને ઠેકાણે પોતાનો સંસાર, વડને ઠેકાણે પોતાનું કુટુંબ, મધને ઠેકાણે પોતાની સ્ત્રી વીષય રૂપ, ખીસકોલાને ઠેકાણે રાતને દહાડો, વટેમારગુને ઠેકાણે જીવાત્મા, રબારીને ઠેકાણે સદગુરૂ, ગાયોને ઠેકાણે સાસ્ત્ર, પુરાણ શ્રૃતિને સ્મરૂતી, વનને ઠેકાણે વેદ, માથાનાં ફાળીયાંને ઠેકાણે સદગુરૂનો બોધ, બીજી વાર રબારીએ કહ્યું કે ભાઇ બહાર નીકળ, નહિતો નીચે અજગર પડયો છે તે ખાઇ જશે, ત્યારે પેલા વટેમારગુએ કહ્યું કે એક ટીપુ પડી રહે નીકળુ છું તેમાં મોહરૂપી સંસારમાં પોતાનુ શુદ્ધ સ્વરૂપ સમજાતુ નથી, તેથી જન્મ મરણ પામે.

વાત.

પાંચ ગામનો એક ગરાશીયો હતો તેના પાંચ ગામમાં જમીનની ખેતી એક પંડયો કરતો હતો. તે વગર બળદથી પોતે હળ ખડતાં હતાં, તે ગામમાં એક મલ્લ આવ્યો, તેને ગરાશીઆને કહ્યું કે માહારા સામી કુસ્તી કરે એવો એક યોદ્ધો આપ, નહીંતર તમે મારા સામી કુસ્તી કરો જો લડશો તો તમે પણ મારા જેવા જબરા કહેવાશો પેલા ગરાશીઆએ વિચાર કર્યો કે, આપણા પેલા પંડયા છે તેમને આ મલ્લની સાથે લડાવો, પછી પેલા પંડયાને કહ્યું કે આપણા ગામમાં એક મલ્લ આવ્યો છે તેની સાથે લડો પછી પંડયા બોલ્યા કે હું કદી મરણ પામુ તો મારાં બાઈડી છોકરાંને તમે પાળજો, પછી મલ્લ ને પંડયા બંને ચોગાનમાં કુસ્તી કરવા મંડયા. પછી પંડયાજીએ વીચાર કરીને મલ્લની બાંધ ઉપર એક મુકી મારી, એવો વીચાર કર્યો કે તેનો હાથ ઉતરી જશે એટલે તે મને શું મારે એવો છે ? તે મુકીથી મલ્લનો હાથ ઉતરી ગયો તે મલ્લે એક પથરની સલ્લા ઉપર પોતાના હાથને પટકીને ચઢાવ્યો, પછી મલ્લ બોલ્યો કે પંડયા હવે હું મારૂ છુ. તેમ કહીને પેલા પંડયાના માથામાં મલ્લે મુકી મારી, તેવાજ પંડયા માથાની ખોપરીમાં વાગવાથી ને માથામાં ખાડો પડવાથી લોહી પડીને મરણ પામ્યા.

સિદ્ધાંત--પાંચ ગામને ઠેકાંણે પાંચ તત્વ છે, ગરાસીયાને ઠેકાણે અંતઃકરણ વશિષ્ઠ ચૈતન્ય છે, પંડયાને ઠેકાણે અહંકરતી અહંકાર છે, જમીનને ઠેકાણે અંતઃકરણ છે, ખેડને ઠેકાણે ચલણ વલણ ને ધાવણ છે, અહંકરતી બુદ્ધિ તે પંડયાની સ્રી છે, અધ્યાતમ અધિભુતને અધિદેવ તે પંડયાના પુત્ર છે. અનુભવરૂપી મલ્લ છે. વિવાદરૂપી કુસ્તી કરે છે, અહંકૃતિ અભિમાનથી જ્ઞાનનું ખંડન કરે છે તે પંડયાની મુષ્ટિ છે, વિષયમાં પડયા તે પંડયાનો હાથ છે, અનુભવરૂપી મલ્લે વિચારરૂપી સલ્લા ઉપર પોતાનો હાથ ચઢાવ્યો, તત્વજ્ઞાનરૂપી મલ્લે પછી મુકી મારી, અભેદરૂપી માથામાં ખાડો પડયો. તેથી અહંકારરૂપી પંડયા વરત મરણ પામ્યાં.

વાત.

એક રાજાના કુંવરસાથે પંડીતના છોકરાંને ભાઇબંધી હતી. તે બંનેજણા પોતાના નગરની બહાર જંગલમાં મોટું મેદાન હતું ત્યાં બંને જણા ગયાં, ત્યાં સરોવરની પાળ ઉપર બેશીને વાતો કરતાં હતાં, રાજાનો કુંવર બોલ્યો કે હે મિત્ર મને મેદાન દેખાડો, પંડિતના પુત્રે મનમાં વિચાર કરયો કે આપણે મેદાનમાં બેઠા છીએ તોપણ તેને મેદાનની ખબર નથી, ત્યારે પંડીતના પુત્ર કેહે છે કે હે ભાઇ આજથી આઠે દહાડે મેદાન દેખાડીશ. એમ વિચાર કરતાં બંને જણુ નગરમાં ગયા, પછી પંડીતના પુત્રે તેજ વનમાં ઝાડ મંગાવીને થડમાં થડમાં રોપાવી દીધાં, તેમાં એક માણસ

પરાણે ચાલી શકે એવી યુકિત કરી. તે ઝાડ એક ઘડીમાં પડી જાય તેવી રીતે તેણે માણુસની જુકિત કરી પછી પેલા રાજાના કુંવરે પોતાના મિત્રને કહ્યું કે ચાલો આઠ દીવસ પુરા થયા, અમને મેદાન દેખાડો, એવું કહીને બંને જણા પેલા રોપેલા ઝાડ તળે આવ્યા, ત્યાં હવા બંધ પડી, પછી રાજાનો કુંવર ગભરાવા મંડયો પછી પંડીતના પુત્રને કહ્યું કે આતો મેદાન નથી ને અહીં ઉલટાં દુખી થયાં. પછી પંડીતના પુત્રે પેલા જુક્તિવાળા માણુસોને સાન કરી તેથી બધા ઝાડ પાડી નાખ્યાં, એટલે તરત મેદાન દેખાયું.

સિદ્ધાંત—રાજાના કુંવરને ઠેકાણે આત્મા, પંડિતના કુંવરને ઠેકાણે સદગુરૂ, જંગલને ઠેકાણે જગત, સરોવરને ઠેકાણે સુભ વિચાર, મેદાનને ઠેકાણે ચિદાકાશ, ઝાડને ઠેકાણે વેદ, ઝાડ રોપ્યાને ઠેકાણે અધ્યારોપ, ઝાડ પાડવાને ઠેકાણે અપવાદ, રાજાના કુંવરને દેખાડવાને ઠેકાણે વેદના અર્થ, જુક્તિવાળાએ સાન બતાવ્યાને ઠેકાણે લક્ષણાં, મેદાનને ઠેકાણે ચિદાકાશ બ્રમ.

વાત.

કાશી જેવા શેહેરમાં ગંગાના તટ ઉપર મણીકંકણુના ઘાટ વિષે એક પુરાણી પુરાણુની કથા કહેતા હતા, ત્યાં ઘણાં વૈષ્નવ, હરીભકતોની સભા ભરાઇ રહી હતી, તે સર્વ

માણુસો વિધિપુર્વક પુજન કરી કથા સાંભળવા બેસતાં હતાં, તે જગ્યા આગળ થઇને એક ઢેડ હાથમાં સાવરણો લેઇને જતો હતો તણે પેલી કથા સાંભળીને જ્ઞાન થયું. તે પણ પેલી સભાના પછાડી આવીને દરરોજ બેસતો, તેમ કરતાં સાત દીવસ પારણુના પુરા થયા. પછી સરવે માણુસોએ પંડીતની પુજા કરીને વાધીપુર્વક દક્ષણા આપી ત્યારે પેલા ઢેડે વિચાર કરયો કે મારે મહારાજને કાંઇ આપવું. તે પોતાની શક્તિ પ્રમાણે આઠ આનાનું ધોતીયું લાવ્યો, તે પંડિતને ઓઢાડવા આવ્યો કે સરવે માણુસોએ ધિકારીને મારી કાઢી સભાની બહાર કાઢી મુકવા માંડ્યો, ત્યારે પેલો ઢેડ કેહે છે કે મહારાજ હું તમારી કથા સાત દીવસથી સાંભળું છું. તેવું સાંભળીને પેલા અજ્ઞાની વર્ણાશ્રમવો દેહાભિમાનને લીધે અત્યંત મારવા લાગ્યા, તેમાં એક વૃદ્ધ માણુસ હતો તેણે કહ્યું કે હે ભાઇ એને મારશો નહી. ત્યારે પંડિતજીએ પેલા ઢેડને કહ્યું કે હે ભાઇ તાહારૂં ધોતિઉં માહારે જોઇતું નથી. ત્યારે પેલા ઢેડે કહ્યું કે મહારાજ મારી એક વાત તમે સાંભળો ત્યારે તમે આ કથામાં બાળ ચરિત્રમાં કૃષ્ણએ જસોદાને વૈરાટ સ્વરૂપ દેખાડયું હતું ત્યારે મહારી ઝુંપડી માંહી હતી કે નહીં. ત્યારે કૃષ્ણએ મને પેટમાં રાખ્યો ત્યારે તને મને કાઢી કેમ મુકો છો. ને હે મહારાજ મારૂં ધોતીઉં કેમ લેતા નથી. શાસ્ત્રમાં કહ્યું

છે કે બ્રાહ્મણ ભગવાનનું રૂપ છે, માટે તમે પણ પરમેશ્વર જેવાં છો.

સિદ્ધાંત—સંસારનાં વ્યવહારમાં જાત કલ્પિતનો ભેદ છે, નહિતો પરમારથ સ્વરૂપ જ્ઞાન જોતાં સર્વે એક રૂપ છે.

વાત.

એક હરણી ને કાગડાને સ્નેહ થયો, ત્યારે કાગડા ભાઈતો રોજ હરણીનાં વાંસા ઉપર બેશીને જંગલની હવા ખાય છે, ને રોજ હરણીને કાગડા ભાઈ પોતાની મરજી માફક જે જગાએ જવું હોય તે જગાએ જાય છે, ને ઉપર બેઠાં બેઠાં મોઝ કરે છે. તેવું જોઇને એક સીયાળીએ વિચાર કર્યો કે આ હરણી કેવી કોમળ છે પણ એને કાગડાની સોબત થઈ છે માટે લાવ તેને તે સોબતથી છોડાવી નાંખુ. ને આપડે સોબત કરીએતો હરણીનાં વાંસા ઉપર બેસીને સંસારમાં સારા બાગ બગીચા વિગેરે જોઇએ ને ઉત્તમ ફળનો હાર પણ પામીએ, એવો વિચાર કરીને પેલી હરણીને રોજ જે જગાએ રેહેવાનું રેહેઠાણ હતું ત્યાં સીયાળ ભાઈ જઈ પ હોંચ્યા તે જગાએ એક ઝાડ હતું. તેના ઉપર પેલા કાગડા ભાઈ રાતરે બેઠા રહેતા હતા. પછી શીયાળભાઇ હરણીને સમજાવે છે કે તુ તો ઉત્તમ જાત થઇને પેલા વિષ્ટાના ખાનારની સોબત કેમ રાખે છે? ને તારા ઉપર બેસીને ત ને ફેરવે છે તે શું સુગંધી જાણે છે, માટે ચાલ મારી સાથે

તને સારા ફળનો અહાર કરાવું, પછી પેલી હરણીએ હા કહ્યું કે કાલે તમારી સાથે આવીશ, તે વાત પેલા કાગડા-ભાઇ ઉપરથી સાંભળે છે, તે ના કહેછે કે હે ભુંડી તે તને મારી નાંખશે. તો પણ તે હરણી શીયાળની પાસે ગઇ, એ શીયાળે વિચાર કરીને મહોટા જંગલમાં એક જામફળનું વન હતું ત્યાં લઇ ગયો ત્યાં ઝાંખરાં અને મહોટી વાડો આડી હતી પેલી હરણીને કહ્યું કે આ વાડ કુદ, તે કુદવા જાયછે તેવી તે માંહી ભરાઇ રહી, ને શીયાળભાઇતો સામા વેગળા જઇને બેઠા બેઠા તમાસો જુવે છે તે વખતે પેલા કાગડા ભાઇ આવી પહોંચ્યા, તેણે જોયું તો હરણી જાળામાં ભરાયેલી દીઠી તેવુંજ જાણું કાળરવા માંડયું. ને કહે છે કે જો હું તને કહેતો હતો તે તેં ન માન્યું; ને શીયાળ સાથે આવી હવે તે વખતે તે ખેતરનો ધણી આવી પહોંચ્યો, ને પેલી હરણીને જોઇને તેને વેગળેથી કોહોવાડો ફેંકયો તેવીજ તે ઝાંખરેથી નીચે પડી મરણ પામી, તેની સાથે કાગડાભાઇ પણ વાગવાથી મરણ પામ્યા.

સિદ્ધાંત—દેહ રૂપી હરણી, અહંકારરૂપી કાગડો બેઠો છે સમતા રૂપી શીયાળ, તેમાં અંતઃકરણ રૂપી હરણીને રહેવાનું સ્થાન, તેમાં જે સ્ફુર્ણું ઉઠે છે તે ઝાડમાં હુંકાર કાગડો રહે છે. ને શુભ વિચારરૂપી શીયાળની વાતને, વેહ રૂપી ખેતર, વૈરાગ્યરૂપી જામફળીનાં ઝાડ, વેદાંતરૂપી વાડો, સ્મરણ મનન ને નિધ્યાસનરૂપી પેલું જાળું, એમાં ભરાઈ

રહી તે એકાગ્રવૃત્તિ, સમરૂપી શીયાળ સામુ જઇને બેઠું તે, વિક્ષેપરૂપી જાણું કાતરે તે, અહંકારરૂપી કાગડાભાઇ, સદગુરૂરૂપી ખેતરનો ધણી, ને અહંબ્રહ્મા અસ્મિરૂપી ઠો હોવાડો, તેને અભેદરૂપી ફેંકયો, ત્યારે દેહરૂપી હરણી મરણ પામીને મુક્ત થઇ તેની સાથે અહંકાર રૂપી કાગડાભાઇ પણ મરણ પામ્યાં.

વાત.

એક શીયાળીયો ને તેની સ્ત્રી બંને સેગાં રહેતાં હતાં, તે સ્ત્રીને ગર્ભ હતો, તે પોતાના શીયાળને કેહે છે કે મા હારે તો કોઇ જબરાનું ઘર જોઇને ત્યાં રહેવું છે, શીયાળે કહ્યું કે જબરાના ઘરમાં સુખ નહી પામે, પણ પેલી સ્ત્રી હઠ મુકતી નથી, ને શીયાળને બહુ પજવે છે. પછી શીયાળે કહ્યું કે ચાલ તને જબરાનું ઘર દેખાડું. એમ કહીને જંગલમાં ચાલ્યા, ને આગળ જતાં જતાં ગળીનાં માટ આવ્યાં તેમાં પોતાનું શરીર પલાળ્યું ને તરેહવાર રંગદાર બનીને પોતાનાં છોકરાં છુટાં કરી નાંખ્યાં, ને ત્યાં થી અગાડી ચાલ્યાં, એટલે સિંહની બોડ આવી તેમાં પેલી શીયાળણને ઘાલીને કહ્યું કે જો આ મોટાનું ઘર. પેલો સિંહ ચારા વાસ્તે બાર તેર ગાઉ બહાર નીકળી ગયો છે, તે બોડનાં બારણાં આગળ શીયાળે સામા ડોળા તગતગતા રાખીને એકી નજરે બેઠો છે એટલામાં પેલો સિં-

હ આવી પહોચ્યો, તો પોતાના બારણાં આગળ પેલાને બેઠેલો જોઇને એ ખમચાઇને વેગળો ઉભો રહ્યો ને તાકીને જુવે છે તો પેલા શીયાળનો રંગ તથા વાળથી અગ પામીને પોતે મનમાં વિચાર કરયો કે આ કોઇ જબરો મ્હારી બોડમાં પેઠો છે, ને તેની આંખો ચળકતી જોઇને ધારયું કે હમણાં આપણને મારી નાંખશે. પછી પેલા શીયાળે સાન કરીને શિયાળણને કહ્યું કે જો મોટો આવે.છે તેને જોતાંજ તેનો ગર્ભ વછુટીને તેમાંથી ત્રણ બચ્ચાં પ્રગટયાં તે રડવા લાગ્યાં, તે જોઇને શીયાળે વિચાર કરયો કે આતો ભોગ મળ્યા, કારણકે, સિંહ આપણને ઓળખશે, તે વખતે શિયાળે જુક્તિ કરી ને કેહે છે કે તહારાં બચ્ચાં કેમ રડે છે, ત્યારે શીયાળણ કેહે છે કે એને સિંહનું કાળજુ જોઇએ છીએ, તેવું સાંભળીને શીયાળ બોલ્યો કે તું ને તહારાં બચ્ચાં બધાં ભાગ્યશાળી છો, માટે ઓ પેલો ગરીબડો વાઘ સામો આવીને બેઠો છે માટે તેને લાવ મારી લાવું, તેવું કહીને જરા માથુ હલાવ્યું, તે વો પેલો સિંહ ભય પામીને ચારે પગે કુદીને નાઠો, ને પાંચ સાત ગાઉ નીકળી ગયો, તેને ગહોડે સ્વાસ તો માતો એ નથી. તેટલામાં એક વાંદરો તેને મળ્યો, કે અરયા સિંહ કેમ નાસે છે, ને સ્વાસ તને માતો નથી, વાઘ કેહે છે કે મહારી બોડમાં એક જબરો પેસી ગયો છે

તે મ્હારી પાછળ આવતો હશે, એવું સાંભળીને વાંદરો બોલ્યો કે અલ્યા તહારાથી જબરો દુનીયામાં કોઈ નથી. માટે તને કોઈએ બીવરાવ્યો છે, માટે ચાલ તહારી સાથે હું આવું. પેલો વાઘ કહે કે તું મરકટની જાત માટે માર ખવરાવીને નાશી જાય, ત્યારે વાંદરે કહ્યું કે જો તને વિશ્વાસ ન આવે તો તહારૂં ને માહારૂં પુંછડું બાંધ, તેમ કરીને બંને જણા બોડ આગળ જ્યાં વાઘ બેઠોતો તે જગાએ આવ્યાં. તેવું જોઈને શીયાળે જાણ્યું કે આ મરકટ કેડે આવ્યો માટે નક્કી આપણને ઓળખશે. માટે લાવ કાં યુક્તિ કરૂં. શિયાળે વિચાર કરયો ને પેલી સીઆળણને ઘાંટો કાઢીને બોલ્યો કે તાહારાં બચ્ચાં કેમ રડાવે છે? ત્યારે તે બોલી—એને હમણાંને હમણાં વાઘનું કાળજું જોઇએ છીએ, ત્યારે શીયાળે કહ્યું કે તહારાં બચ્ચાંનો મામો પેલો વાંદરો તે વાઘને લેઇને આવ્યો છે તેને હમણાં મારી લાવુંછું. તેવું કહીને આગલા પગ ઉંચા કરયા કે પેલો વાઘ જીવ લઇને નાઠો. વાઘે મનમાં જાણ્યું કે આતો આનો મામો મને મારી નંખાવવાને લાવ્યો છે. તેમ ધારીને તે ખુબ નાઠો ને પેલા વાંદરાભાઇ ટીચાઈ ટીચાઈને મરણ પામ્યા ને તેના મ્હોટા પહોળા દાંત થઈ ગયા છે, ને વાઘ કહે છે કે જો મને મારી નંખાવવાને લાવ્યોતો ને તે હજી પણ દાંત કાઢે છે. એમ ધારીને વાઘ વાંદરાને ખાઇ ગયો. તેવું જોઇને પેલુ શીયાળ લાગ જોઇને વાઘની બોડમાંથી

નીકળીને તેનાં બચ્ચાં પોતાને ઘેર જતાં રહ્યાં.

સિદ્ધાંત—સમબુદ્ધિરૂપી શીયાળ, માયારૂપી શીયાળણી, દેહરૂપી વન, અંતઃકરણરૂપી બોડ, ત્રણગુણરૂપી બચ્ચાં, વઇરાગ્યરૂપી શીયાળ બોલ્યો, તામસ—અહંકારરૂપી વાઘ, પાંચ કોશરૂપી વાઘ નાઠો, અવિદયારૂપી ગળીમાં શીયાળ નાઠ્યો તે, વ્યવહારરૂપી બચ્ચાં રોયાં તે, વિક્ષેપરૂપી વાંદરો મળ્યો તે, બીજીવાર અનુભવરૂપી બચ્ચાં રોયાં તે જ્ઞાનરૂપી શીયાય બોલ્યો તે, અનભેરૂપી શીયાળે માથુ હલાવ્યું તે, તત્વજ્ઞાનરૂપી શીયાળ ઘેર ગયું તે.

વાત.

એક ઝવેરી મરણ પામ્યો હતો, ત્યારે તેની પાસે કાંઇ નહોતું, ત્યારે તેણે તેની સ્રીને ખોટાં રતનનો દાબડો આલ્યો અને તેને કહ્યું કે એ કોઇને બતાવીશ નહી. જ્યારે છોકરો મહોટો થાય ત્યારે તે આપજે, પછી ઝવેરીનો છોકરો વીસ વરસનો થયો ત્યારે તે છોકરે પોતાની માને કહ્યું કે—મહારા બાપા કાંઇ મેહેલી ગયા છે કે નહી, કેમકે કાંઇ હોય તો આપ મહારે વેહેપાર કરવો છે, તેની માએ પેલાં ખોટાં રતનનો દાબડો આલ્યો, તે લેઇને પેલો છોકરો પોતાના કાકાની પાસે ગયો, કાકાને કેહે છે કે આ દાબડામાંથી રતન વેચીને મને પઇસા કરી આપો, માહારે વેપાર કરવો છે, કાકે પેલો દાબડો ઉઘાડીને જોયું તો રતન ખોટું હતાં તેને જોઇને મનમાં વિચાર કર્યો કે આ

રતન ખોટાં છે એવું હું તેને કહીશ તો તે હબક ખાઈને મરણ પામશે, કાકાએ કહ્યું કે ભાઈ આતો અમુલ્ય રતન છે માટે તેનું કોઈ ખરીદદાર નથી, જ્યારે કોઇ તેનો ખરીદદાર મહોટો ધનવાન વેપારી આવશે ત્યારે તેને વેચી આપીશ. માટે હમણાં આ રતન તુ તહારે ઘેર લેઈને પાછાં મુક. હાલમાં મહારે ઘેરથી હું તને બે વરસમાં રૂ૫૦૦) આપુશું તે લેઇને માહારે ત્યાં ગુમાસ્તો રહે, ને આપણો બેપાર ચલાવો, પેલા ભત્રીજાએ કાકાના કહયા પ્રમાણે વેપાર કરવા માંડયો ને વરસ બે વરસમાં હુંશીયાર થયો, ને ખરેખરી પારખમાં આવ્યો ત્યારે તેના કાકાએ કહ્યું કે ભાઇ પેલાં રતન લાવો, તેનો વેપારી આવ્યો છે. એવું સાંભળીને પેલો છોકરો પોતાને ઘેર રતન લેવા આવ્યો, ને દાબડો ઉઘાડીને જુએ છે તો પેલા ખોટાં રતન દીઠાં ને તે છોકરે તે રતનને તરત ફેંકી દીધાં, પછી દુકાને ગયો ને તેના કાકાએ કહ્યું કે કેમ ભાઇ રતન લાવ્યો, પછી છોકરાએ જવાબ આપ્યો કે એતો ખોટાં હતાં માટે નાંખી દીધાં.

સિદ્ધાંત—મરી ગએલા ઝવેરીને ઠેકાણે અભણ ગુરૂ, બીને ઠેકાણે વિષયી શીષ્ય, ખોટાં રતનને ઠેકાણે જડ પુજવું તે, ને વેપારને ઠેકાણે ભક્તિ, ને કાકાને ઠેકાણે બ્રહ્મવેત્તાગુરૂ, દુકાનને ઠેકાણે સદગુરૂનો મઠ, ને ખરી પારખને ઠેકાણે વેદાંતનો અર્થ, ને કાકાએ છોકરાંને દુકાને બેસાડયો તે ઠેકાણે વિવેક, ને મ્હોટા વેપારી આવ્યા તે ઠેકાણે અનુભવ, ને

પારખે ચઢયો તે ઠેકાણે સ્મરણ મનન ને નિધ્યાસન, ખોટાં રતન ફેંકી દીધાં તે ઠેકાણે અજ્ઞાન દુર થયું.

વાત.

એક શાહુકાર કરોડપતી પોતાનાં વહાણ લેઇને દેશાતર ગયો, તેને ઘેર પોતાની સ્ત્રી તથા એક પોતાની ૧૬ વરસની છોડી તથા એક મુનમપારેખ ગુમાસ્તો એટલાને મુકીને શેઠ દેશાંતર નીકળીપડયા. પછી ઘણાં વરસે શેઠ વહાણ કમાઇને પાછાં આવવાનો વિચાર કરે છે, ત્યાર પછી તેને ઘેર પોતાની છોડી માંદી પડી હતી ને છાતીમાં અતીશે દરદ થતું હતું ને તેનાથી એક પળ પણ રહેવાતું ન હોતું. જ્યારે કોઇ તેની છાતી પંપોળે ત્યારે તે જંપે. નહિંતો બુમોને બરકા પાડે, ત્યારે પેલો મુનમપારેખ તેની આગળ બેશીને તેની છાતી પંપાળતો હતો, તે ખુબસુરત દીકરીની જોડે ગુમાસ્તો બેશે ત્યારે પેલી છોડીને કર વળે, પછી પેલા શેઠ વહાણ લેઇને પોતાને ઘેર આવ્યા ત્યારે પોતાની દીકરીનો પલંગ હવાને માટે બારણા આગળ ઢાળેલો હતો, એવું દરરોજ થતુ હતું, તેટલામાં શેઠ ઘેર આવ્યા ને જુવેતો શેઠને ઘણો કરોધ ચઢયો, ને વિચાર્યુંકે મારા ગુમાસ્તાએ મારૂં ઘર કાંઇ માર્યું દેખાય છે. પણ ડાહ્યા શેઠ વગર બોલે પોતાની મેડીએ ચઠી ગયા ને પોતાની સ્રીને બોલાવીને પુછયું કે મહારા ઘરમાં આવું અંધેર કેમ ચાલે છે ત્યારે શેઠાણી કહે કે શું અંધેર છે, શેઠે

કહ્યું કે પેલો પારેખ છોડીના ખાટલામાં બેશીને તેની છાતી પંપોળે છે. તે મેં નજરે જોયું, ત્યારે શેઠાણી કહે કે આપડી છોડીની છાતીમાં દરદ થાય તે માટે તેની છાતી ગુમાસ્તો પંપોળે છે, ને એતો આપડા દીકરા જેવો છે. તોપણ પેલા શેઠને વિશ્વાસ આવતો નથી. પછી પેલી છોડીને બોલાવી ત્યારે તેનું શરીર નરમ ને માંદુ જોઇને અનુભવ કરી વિચાર કર્યો કે ખરી વાત છે. ત્યારપછી પેલા પારેખને બોલાવીને ધમકી દીધી, તેપણ બીચારો ગભરાતો ગભરાતો બોલ્યો કે શેઠ બેહેનને તો બહુ દરદ થયું હું ને બહુ બુમો પાડતાં હતાં માટે તેમને સારૂ થવા માટે હું તેમની છાતી પંપાળતો હતો, ત્યારે શેઠને નકી અનુભવ થયો કે આતો ગુમાસ્તો ને શેઠાણી કહે છે તે ખરૂં.

સિદ્ધાંત—એટલુંજ છે કે કાંઇ પણ વાત નજરની દીઠેલી ખોટી, પણ અનુભવની સાચી તેમાં જગત દેખીએ તે ખોટું, તેનો અનુભવ કરીને જોઇએ તો તત્વ સાચાં છે.

કાગળ.

સ્વસ્તશ્રી વાંકાનેર પ્રગણે સ્ટેશનના મુકામાં,
શુભગુણ પુરણ સદાકરણ તમે શુભ કરણના કાજમાં. ૧
તમો નમુ માધવ મંગારામને, ઘનશ્યામ મુરતી સાધના;
સકળ ગુણ પુરણ સદા છો, સમાગમની સાથમાં. ૨
અનેક ઉપમા છો, તે લાયક લખાઈ કુળ ઉદે થયા;

પંચમાં પ્રમાણુ બોલ્યા છે, લક્ષણુ દસ અષ્ટ ધણા લક્ષા. ૩
સીરોમણી પ્રહલાદ સરખા, હરીને રાખજો હઈએ;
ત્રીક્રમ માયા ત્રીગુણી તેના પ્રીતશું પ્રશ્ન પુછીએ. ૪
શુંભ ગુજરાત અમદાવાદ પ્રગણે, પુછનારનો ઠામ છે;
દયા કરી તમે ઉત્તર દેજો, ભક્ત ચકલરામ છે. ૫
રાયપુરથી લખીતંગ તમ પર, સાંભળો મારા શામજી;
અનંત વસ્તુ શાને કહીએ, નીશ્ચે લખજો નામજી. ૬
જે દીન ધરાજળ અગન નહોતી, નહોતા દાનવ દેવજી;
નીરાકારનું નામજ નહોતું, તે પહેલા તે શું સહી. ૭
તત્વ મળીયા કેમ ટોળે, આણીયા કેમ અંતરમાં;
જીવ બ્રહ્મ કેમ પેદા થયા, નહોતા કર્મ તંતરમાં. ૮
મન બુદ્ધ ચીતની યાદ લખજો, થયા પહેલા તે ઠામને;
ચઈતન વસ્તુ શાની બની છે, નીશ્ચે લખજો નામને. ૯
અખંડ અવીનાશી કોને કહીએ, નાશ નહી તે જેહનો;
મરે ને ઉપજે તે તો માયા, તંત્ર લખજો તેહનો. ૧૦
પરમ ધામનો ઠામ લખજો, મહા કારણના મર્મને;
પ્રકૃતિ મળી પોતમાં ત્યારે, કોણ ભોગવશે કર્મને. ૧૧
અક્ષર વસ્તુ શાને કહીએ, વળતી સહુમાં તે મળી;
પીંડ બ્રમાંડના તત્વ એક છે, વારે વારે કહુછું વળી. ૧૨
કાયામાં હરી કોને કહીએ, નીશ્ચે લખજો નામજી;
વીજ પદ નીશ્ચે કરીને, ઠીક લખજો ઠામજી. ૧૩
જોતીસ સ્વરૂપ હરી વ્યાપક સઉમાં, નામ ગુણને રૂપ નથી;

ફુરણુ બ્રમ સઉમાં વ્યાપક છે, ઠામ ક્રમમે નીચ્યે કરી. ૧૪
માયાનું રૂપ શાને કહો છો, તે પણ લખજો પ્રીતશું;
સબદ બોલે કયાં થકી, તેની બતાવો રીત શું. ૧૫
કાયામાં મનનો વાસ કયાં છે, કયાંથી ફુરણુ ઉઠે ફરી;
પીંડ બ્રમાંડનો ખેલ એછે, તેનો પત્ર લખજો નીચ્યે કરી. ૧૬
પરમારથનું કામ છે માટે, રીસ ન કરશો રામજી;
નામ પહેલું કે નામી પહેલો, પુછું તેનો ઠામજી. ૧૭
બ્રમ જગતમાં કોણુ છે પહેલું, તે પણ લખજો હેતે કરી;
થોડું લખ્યું ઘણું કરી માનજો, ચીતમાં લેજો નીચ્યે કરી. ૧૮
દયા કરી તમે ઉત્તર લખજો, માધવ મન કરૂણા વસી;
સંવત ૧૯૫૨ સાલે, કારતક શુદી એકાદશી. ૧૯
મંગળવારે પત્ર લખ્યો છે, રાતના ચોથા પહોર સમે;
આણંદી છો માટે આણંદ કરશો, દયા કરશો અત્રે તમે. ૨૦
નમી ચરણુ માધવજીને, ચકલરામ વાણી બોલીયા;
અનઘડ રૂપતો જોયું દ્રષ્ટે, પેટના પડદા ખોલીયા. ૨૧

રાગ ગુજરીયા ખુબ ભરી મેરે ભાઇરે.

હુકા ખુબ ભરા મેરા ભાઇરે, તેરે પીવના હોયસો પીલે;
હોકા ખુબ ભરા હેજી, ટેક.
વન તમાકુકુ આગ લગાદે, ચીત ચલમકે માંહી;
રામ નામકા દમ લગાદે, હણુસે ધુમા આઇરે હુકા. ૧
મનનરૂપીકા મેર બનાયા, લીદડે હુકા જાણુ,

જ્ઞાન જલસે તાબા કરકે, સમતા નેસે તાણુરે; હુકા. ૨.
જનમ મરણકા રોગ કટેગા, જ્ઞાન તમાકુકા ગુણ;
સત મખદકા દમ લગાદે, ગુડ ગુડ બોલે નીરગુણુરે હુકા ૩
એ હુકા સતગુરૂને પાયા, દયા સંગ કે નામ;
અકલનેતો બહોત પીયાહે, મીલ ગયા સત ધામરે; હુકા ૪

## રાગ ઉપર પ્રમાણે ચલમ વિશે.

સંતો આવો મેરા ભાઈરે ચલમ ખુબ બનીહેજી;
ખુબ બની ખુબ બની ખુબ બનીહેજી સંતો આવો. ટેક.
ચુલ દેહકી ચલમ બનાઇ, પાંચ તત્વકા રંગ;
સમાગમકા ચોરસે ગાંજા, નીરગુણ ગડાકુ સંગ. સંતો. ૧.
માયા સાફી ધોલે બંદા, જ્ઞાનગુડી બીમ રખ;
ઓં સોહંમકા દમ લગાદે, અગ્નીસે ધુમા ભખ. સંતો. ૨.
એક દમ લગા દો દમ લગા તીસરે દમકા સુર;
તુરીઆં ચોથા દમ લગાદે, હોગયા ચકમાચુર. સંતો. ૩.
દયાસંબે દયા કરી, ચકલકુ ચડીયા રંગ;
રંગમાં રંગતો મીલ રહાહે,જયાં દેખું ત્યાં સંગ. સંતો. ૪.

## રાગ કાફી.

માટીનુ જકત બનાવ્યું રે, બ્રહમ કડીયાની કારીગરી;
કારીગર છે જુનો રે, અકલો એની ન જાય કળી. ટેક.
માટીની ઈટોને માટીનો ચુનો, લોહુ પથરને વળી રંગ;
ભારી ભાળીને મેડી અટારી, ગોખ ઝરૂખાનો બંધ;

માટીનો મોલ બનાવ્યો રે, રેનારો પણ માટીનો કરી. માટીનું ૧
ખાય તે માટી પેહેરે તે માટી, ઓઢે તે માટી પણ જાણ;
નર નારીને છેયાને છેરૂ, પશુ પક્ષીને ચાર ખાણ;
માટીનું સરવે બનીયુરે, માટીમા સરવે જાય મરી. માટીનુ. ૨
ચોહેર જંગલને વસ્તીજ ખેત, તુલસીના ઝાઝા બનીય.વન;
પહાડ ઝાડ જંગલ બગીચા, આયો લેસોના વળી ધન;
ફુલફૂલને વળી કળીઓરે, માટીની બની પાનદાંડી. માટીનુ ૩
તેલ દીવેલ પણ માટીનાં બનીયાં, ગોળ ખાંડને વળી ઘી;
મરચુ મીઠુને હળદર ધાણા; પૃથ્વીના સરવે બનીયા બીજ;
માટીની સાકર શેરડીરે; માટીની બની ગજારફળી. માટી. ૪
કાચ હાંડીને અમરૂખ પ્યાલા, છત જાજમના વળી રંગ;
સભા તો સરવે માટીની કરી, સરવે માટીનો છે અંગ;
આ રૂસનાઇ માટીનીરે, સરવે રંગ માટીના કરી. માટી. ૫
માણેક મોતી રત્નને હીરા, લાલ પાનાને પુખરાજ;
સોનુ રૂપુને કુંદન માટી, તાંબા પીતળનાં સરવે સાજ;
માટીનુ ઝવેરખાનુરે, માટીની સરવે રચના કરી. માટી. ૬
રેલગાડીને સંચા છે માટી, તાર બોટના બંદર ધાર;
ટોપને ગોળાને દારૂ છે માટી, ઢાલ બંદુકને તરવાર;
લડનાર માટીનારે, માટીમાં માટી કપાઇ મરે. માટીનું ૭
સાલ બનાતને સુતર માટી, રેશમ કસબનાં વળી તાર;
ઉનુ ચીંડીને ચવુજ માટી, સરવે માટી રૂપ ધાર;

દાસ ચકલ કહેછેરે, માટીની બની લાલ ચામરી. માટી ૮
ગુજરીયા ખુબ ભરી મેરા ભાઇરે,
તેરે વોહોરના હોયસો ચલ. ગુજરીયા. ટેક.
એક પહોર બિતને દો પહોર બીતે, તીસરે પહોરકુ ચલ;
ચોથે પહોરકુ જા મીલે, માલ મિલે અદલ. ગુજરી. ૧
એકાંત સિદ્ધાંતકે દુકાનાં, સંત દલાલકુ રખ;
પાંચ પચીસ ત્યાં હાટબનેછે, તે બિચતોમાલપરખ ગુજરી ૨
સત્ય ધરમકા ધોતીયા લે તુ, સમતા સુખડ સાર;
ઓહું સોહંગકા સિંદુર લે તું; અનુભવકાઅબિલ અપાર. ગુ. ૩
શાંતિ ચંદન બહોત લેના ભાઇ, વિચાર કકું તુ હોર;
વઇરાગ્ય રૂપી વસ્ત્ર લે તુ, સાનકા લે તુ ગોળ ગુજરી. ૪
સત સંગતકા સાબુ લે તુ, સમતા સાડી લે;
તુમ તત્વકા હિસાબ કરલે, અનુભવકા નાણુંદે. ગુજરી. ૫
દયાસીંગે દયા કરી, ચકલકુ વહોરાયા માલ;
તત્વ માલ તો આપલીયાછે, અનઘડકી ગઠડી ઝાલ. ગુ૦ ૬

## રાગ ઉપર પ્રમાણે.

જુમા ખુબ ભરી મેરા ભાઇ,તેરેવોહોરના હોયસોવહોર જુ. ટે.
તીન દરવાજે કે પીછે, ખરે બપોરે વહોરરે. જુમા. ૧.
જુઠકી જુતીયા મત વહોરના ભાઇ, સત્યકા સાબુ વહોર;
દયાકા દાડમ બહોત લેના ભાઇ,તત્વ જ્ઞાનકી ટેટીહોર જુ. ૨
જ્ઞાન બુદ્ધિકા બેર લેના ભાઇ, ત્રપણાકા ટકુ એક;

હરિ ભજનકા હિરા લેતુ, સમજણ સાલો લઇ ઓઢ. જુ. ૩
સમાગમકા સુકા લે તુ, પાંચ તત્વકા રંગ;
સચા મોતી જીવણ મુકિત, ધ્યાન ધાનકી લે તુ ભંગ જુ. ૪
દયાસિંગે દયા કરી, ચકલકુ લે તુ સંગ;
જુમ્મા દેખકર આનંદ કરતે, માયા મિથ્યા રંગ. જુ. ૫

રાગ ઉપર પ્રમાણે.

મેળા ખુબભરાહે મેરાભાઇરે તેરેદેખના હોયસોચલ મેળા.
દીલ દરવાજેકે બીચમે મેળા ખુબ ભરાહેજી. ટેક.
પાંચકી ટોળીને દસકી ટોળી, વીસકી ટોળી ત્યાં;
ચોવીસ બતરીસ ત્યાસી મીલકે, એકઠેંઅાઇઠે જ્યારે. મે. ૧
મનકી શેવીયા મમરા લેતુ, સમતા નેનસે ભાળ;
ચીતચગડોળમાં મત બેસના ભાઇ. જ્ઞાનકી બાજીઢાળ મે. ૨
સમાગમકા સોટા લેતું, બચ્ચેકુ ખેલન માટ;
સુભ સંકલપકા ગોટા લેતુ, ચાલતુ પાધરી વાટ. મે. ૩
સુરત નુરતકી નટડી ખેલે, સોહંગ દોર પ્રકાશ;
સબમેહનીયા દેખને લગી, વરતી દોરની પાસ. મેળા. ૪
દયાસીંગે દયા કરી, ચકલકુ કહે મેળા દેખ;
મન મીલા જબ મેરા સચા, કરમ પર તો મારી મેખ મે. ૫

રાગ ઉપર પ્રમાણે.

બનીયાને હાટ માંડયા મેરા ભાઇ,સીધા લેના હોયસો લે બ. ટે.
પાંચ સંતન ત્યા લેને આએ, સત્વકા સીધા દે;
કરમ ધરમ કે તાજવે રખે, સત્ય હાંડીસે દે. બની ૧

હરી નામકા આટા લે તું, સમદમકી લે તું દાળ;
ચીત વનરૂપી ચોખા લે તું, સમરણુતો ચોખા લે માલ. બની ૨
ગોપાળ નામકા ગોળ લેના ભાઇ, ગોવીંદ નામકા ઘી;
શુભ સંકલ્પકા શાક લેના ભાઈ, મરચા મીઠા તત્વ તેલ બ. ૩
સમાધાનકી ગઠડી બાંધી, આકાશ મઠ લે ધામ;
ત્રણુ તાપકી લકડી જલાઇ, પ્રમ ભોજન બન્યા નિજ નામ. બ. ૪
દયાસિંગને સકલ દોનું, અનુભવસેં જમતાં સંગ;
સમાગમકા માર સડાકા, સતચિત આનંદ રંગ. બની. ૫

રાગ ઉપર પ્રમાણે.

ગંગા તું તો મોરી માઇરે, જગત પાવન કરને. આઇ ગંગા. ટેક
સત્ય લોકસેં આવી મઇયા, ભાગીરથી ઘેર જાઇ;
કુળનો ઓદ્ધાર તેનો કરી, શિવ જટામાં સમાઈ. ગંગા. ૧
નવસેં નવાણુ નામ છે તારા, કાશી મોટી પાઈ;
પતી તમારો સમુદર છે, તેમાં જઇ સમાઇરે. ગંગા. ૨
રૂષી મહાત્મા તપસી ગ્યાની, વસતા તારી પાસ;
વેદ ધુની તારી તીરે થાય છે, વસે દેવતા વાસરે. ગંગા. ૩
રવીવારે મહાત્મ મોટું, નાહી ધરે તારૂ ધ્યાન;
ફુલ કંકુને દુધ ચઢાવે, શ્રીફળ ફોફળને પાનરે. ગંગા. ૪
દયાસિંગે દયા કરીને, મંત્ર બંધાયો ત્યાં;
સકલ ગંગામાં જાપ કરે છે, મનકામના પુરણુ થાય. ગં. ૫

## રાગ ઉપર પ્રમાણે.

મેડીઆ ખુબ બની મેરા બાઇ, તેરે નેના હોયસો જોસે. મે ટેક
અસમાની ત્યાં છત લગાઇ, નવ લખ તો હાંડી બીચ;
લાલ સપેત દો ગોળે ટાંકે, નવ ઝરૂખ તે વિચ. મે. ૧
પૃથ્વી તત્વકી જાજમ બની હઇ, તરેહ તરેહકા રંગ;
પાનપુલ વેલી ઝાડ બનાયા, મેના પોપટ તે સંગ. મે. ૨
પુરવ પશ્ચિમ ને ઉત્તર દક્ષિણ, ચાર દિવાલો ધાર;
બારી જાળી દિશાઓ બનાવી, ચાર ખુણુતો સ્થંભ અપાર. મે. ૩
ઉનાળે રંગ રાતો બનાવે, શીયાળે લીલો હો જાય;
ચોમાસે રંગ ધોળો બનાવે, આકાશ અસમાની થાય. મે. ૪
પાંચ રંગકી મેડીઆ બનાવી, શોભા અપરંપાર;
નવ ખંડકી મેડીઆ બનાવી, તત્વકા લગ્યા એક તારરે. મે. ૫
દયાસિંગ કહે ચકલકું તુમ, મેડીઆકી શોભા દેખ;
પ્રેમ વણિકમાંહી વેપાર કરતાં, લેખા લખે અલેખ. મે. ૬

## રાગ ઉપર પ્રમાણે.

માંડવા ખુબ રચ્યા મેરા બાઇયે, પ્રેમકી શોભા અપરંપાર. માં. ટેક
ત્રણ ગુણકી તીન કમાન બનાઇ, પાંચ તત્વકા પાંચ સ્થંભ;
ચૈતન્ય કનઇયા ખેલ રચેહઇ, ચઉદ ગોપીઆ રાખી ખંભ. માં. ૧
મુખ ગોપી વાણી સંગ ખેલે, દિશા નારી કાન સંગ;
નાસીકા નારી હમસંગ ખેલે, આંખ નારી રૂપને રંગ. માં. ૨
હાથ નારી તો કામસંગ ખેલે, પગ નારીનું નૃત્ય,
સ્પરસ નારી વિષયસંગ ખેલે, કારય નારીનું કૃત્ય. માં. ૩

સત્વ નારી શાણુપણુમાં બેઠી, રજગુણ નારીનો ખેલ;
તમગુણ નારી કરે હુકાટા, તે કરતી સ્વામીની ટેલરે. માં. ૪
દયાસીંગ કહે ચકલકું તુમ, માંડવેકી શોભા દેખ;
દેખકર માંડવા આનંદ કરતાં,ધરમરાયના છુટા લેખરે. માં. ૫

રાગ ઉપર પ્રમાણે.

બગીચા ખુબબનાયા મેરાભાઈરે,તેરે દેખના હોયસો દેખ. બગીચા.
વઇશટ માળી માલીક ઉનકા,ઇસકી સંગ તુ મિલ બગીચા ખુબ ટેક
નરનારીકા ઝાડ બનાયા, ડાળી પચીસ હઈ સાર;
પાંચ કયારાતો મોટા બન્યાહે, બહોતેર નર તેં ધાર. બ. ૧
મુખ કમળકા પુલ બનાયા, ચિત ચંબેલી અપાર;
મનકા મોગરા બોહોત બેહેકતહે, બુદ્ધિગુલાબહે અપાર બ. ૨
જુઈ જાઇ કેવડાને ડમરા, નીરગુણ નારંગી તું લે;
પાપકા પપલસ મત લેના ભાઈ, પુન્યકા ફનસ તુ દે. બ. ૩
અભિમાનકી છોડ હજારી, સુભ કામકી કદળી દેખ;
લક્ષણારૂપી દેખ લજામણી,દિલ સાફ દાડમ તું પેખ. બ. ૪
નિજ નામકા લે તું લીંબુ, ચંપા લે ચોથી દેહ;
જ્ઞાનબાજી તે બાગમાં હાળી,જીવનમુક્તિ જીત્યા તેહ. બ. ૫
તે બાગમાં ખટ છે કુવા, રેચક કુંભકમાંહિ દોર;
સુરતા ઘડા ભરભર લાવે, આકાશ ચઇતન્યકું ઘોર. બ. ૬
દયાસિંગ કહે ચકલકું, તુમ દેખ બગીચા સાર;
દેહ બગીચા જો દેખે તું, સંસયકા ટુટે તાર. બ. ૭

રાગ ભજન.

કનઇયા તારી અકળકળા તો ન કળાણી,
સોળસે ગોપીની વડે વારી વારી વારી,
તોયે કેહેવાયા બ્રમચારી ચારી ચારી. કનઈયા. ટેક.
માસીને તેં ચુસી મારી, મામાને દુખ દાખ્યું;
એડીએ ગોવરધન તોળ્યો, ગોકુલ રેત્રુ રાખ્યું રે કનઇયા. ૧
ભાગ્યાના તમે ભીરૂ થાઓ છો, એવા છો વનમાળી;
ગોવાળ સંગ દડો રમતાં.જુમનામાં નાંખ્યો ધારીરે કનઇયા. ૨
નૃત્ય કરતાં નાગને નાથ્યો, નાગણી પોકાર કરતી;
નાથને છોડાવા માટે, નાગણી પુંઠે ફરતીરે. કનઈયા. ૩
નાગ નાથીને બહારજ આવ્યા, દડો આપ્યો ગોપ હાથે;
માથાનો દાવ ઉતારીને, રમે છે સરવની સાથેરે. કનઇયા. ૪
પાંચ તત્વની બંસી બજાઇ, સબદ ગગનમાં ગાજે;
કંદ્રપ વદન કનઈયાનું,ગોપીઓ દેખી મુખ લાજેરે કનઇયા. ૫
જગતરૂપી એક રાસ રચ્યો છે, તે બીચ કનઇયા ભાસી;
મધુબનમેં અવાજ સુનકર,ગોપીઆ આવી નાસીરે કનઇયા. ૬
દયાસિંગે તો દયા કરી, સ્વરૂપ દીયા પ્રકાસી;
ચકલરામ કહે જ્યાંજોઉ ત્યાં,ચઇન્ય કનઇયા ભાસીરે. ક. ૭

ભજન.

જનમમરણમાં કબુએ ન આવું,મેંતો તત્ર પીંજરા માંહીરેહેજી;
જ્ઞાનગલીમે પ્રતક્ષ દર્શા, ત્રીકુટી મોહોલ ઝલકાઇરે;
મેરા આતમ અનસે પાઇહેજી.
ચાર દેહથી મેં અળગા થઇ, ત્યાગેપરતક્ષ દરશા પેહરે મેં. ૧

જગત તુજમાંને તું છે જગતમાં, ઉલટસુલટ સમજાઇ રેહેજી;
પ્રેમ સમુદ્રમાં કરશે અસનાના,ત્યારે જળહળ જોતાજણાઇરે મે.૨
નવ નારીને દસમી પનીહારી,એતો પીયુપીયુ કરે હરનીશરેહેજી;
એ પીઉને કોઇ સંત ઓળખે,જેને મળીયાછે જુગદીસરે. મે. ૩
મકારકા ઉપર અકાર પ્રીરતહે,ત્યાંતો અનહદ જ્યોતો જણાઈરેહેજી;
તે જ્યોતીકાઉપર સુન્યસીખરહે,ત્યાંતો બિરાજે મારોસાંઇરેજી મે.૪
જ્યાં જોઉં ત્યાં મારો સાહબો બિરાજે,તત્વસ્વરૂપ દરસાઇ રેહેજી;
કહે ચકલ દયાસિંગકેચરણે,સંતો રંગમેરંગ મિલાઇરેહેજી. મે.૫
ચાર દેહથી મેં અળગા થાઉં ત્યારે પરતક્ષદરશા પેઉરેહેજી. મે. ૬

## ભજન.

જ્ઞાની હોસો આપ દેખાદો, પ્રેમ કેસા નરખ્યા;
પ્રેમ કેસા નરખ્યા, જ્ઞાની હોસો આપ દેખાદો. ટેક.
એ પ્રેમ કોઇ અનુભવી જાણે, સોહે આપોઆપ;
ભ્રમહી ભાસેને સંદેહી નાસે, જળી ભયા આનંદા. જ્ઞા. ૧
નાગ ગુરૂને જેની ચાકણ ચેલી, ચકવા કયાં દેખ સુખચંદા;
જ્ઞાનેહી કથતાને સંદેહમાં ફરતા,આપ ના દેખે અંધા. જ્ઞા. ૨
પાંચ તત્વકી સીરોઇ પકડલે, કોઈ સુરા લડે મેદાના;
ગગન ગુફામાં ફરવારે ફરતાં, ત્યાં છે રૂપ અપારા. જ્ઞા. ૩
વેશ ધરકર ફીરે ગામમાં, મુખસે બોલે મંદા;
દાસ ચકલ કહે અનુભવ કરલે,કાયર કર કયાં ફંદા. જ્ઞા. ૪

( રાગ હોરી )

અનુભવી તમે ખેલોને હોરી હોરીરે, અનુભવી તમે
ખેલોને હોરી—ટેક.

અહં મમતાકી હોરી જલાદે, બ્રહ્મરંગ ભરપૂર બોહોરી;
ગુણ ગાગરીયાં કેસુડાં ભર્યાહે, અબીલાકે સીર મોરી.
શાંતી સખી આવેજ તોરો. અનુભવો ૧
સતચીત આનંદ આપ ખેલતહે, જ્ઞાનકી ચલે પીચકારી;
દસમે ધામમે ધુમ મચાઇ, ત્રીકુટી મોહલ લે તાળી.
નીરવરતી લપટ રહી પ્યારી. અનુભવી ૨
સંત સમાગમ સભરંગ મીલકે, અબીલ ગુલાલ ભરજોરી;
તુંહી તુંહી તુંહી આપ નચતેહે, કાયા કુબજાકું નાંખી રોળી.
બુધી પ્યારી રહી છેજ તોરી. અનુભવી. ૩
સોહં સોહં નટવા નચતહે, રાસ રચ્યો જગ સારી;
સમ બુદ્ધીકી ચાલી ભીજતહે, મનતકી માર પીચકારી.
માહા આનંદ થાયો ભારી. અનુભવી. ૪
નીરગુણ સગુણ પીછે રહે ભયે, ચાંદલન ચંગ બજાઇ;
નીરંજન તો નોબત બજાવત, ચીદાકાશ ધુન પાઇ.
સુક્ષમણા ત્યાં ઝળકાઇ. અનુભવી ૫
જગત રાસ પાંચ તતબન્યો હે, અનહદ બીચ ખેલે હોરી;
અનહદ બંસી આપ બજાવત, જ્ઞાની જન લ્યોને ખોળી.
અકલ મમતા ના રહી મોરી. અનુભવી ૬

( રાગ કુંન્ડળીયા. )

મન પવનકી ગમ નહી, સંતો કરો વિચાર;
સો ઘર સેજ કયું પાઇયે; કરો સમાગમ સાર;
કરો સમાગમ સાર, ઘુંઘટડી માયા ભાસે;
ગ્યાન હથીયાર ધર હાથ, કામ કરોધ ચોર નાસે.
કેહેત ચકલરામ સંસે દુખ મોહોટું વંન;
વિવેક દાતરડું લઇને મોહ મદ કાપો મન. ૧
ફળ આવ્યાં ફુલ નવ રહે, ગયાનમાં ન રહે કરમ;
કર્મ રહયાં છે મનમાં, ત્યાં નથી ગયાનનો ધર્મ.
નથી ગયાનનો ધર્મ, ધનવાન ભીખ ન માગે;
જેને ચઢયો બ્રહ્મ રંગ, સંસે તો તરતજ ત્યાગે.
કેહેત ચકલરામ સમજતો, છે મોટું ઘર;
આતમ ચઇતન દરસીયું, તે પામ્યો સતફળ. ૨
શું કહું ને શું કરૂં, કોને જઇ કહુ વાત;
નથી બીજુ કાંઇ દેખતો, નથી મારો કોઇ સાથ;
નથી મારો કોઇ સાથ, એકમાં ના હોય નામ;
નાંમ નથી તે કલપીયું રૂપનો નથી કંઇ ધામ;
કેહે તે ચકલરામ, કલ્પના મિથ્યા જે કરૂ;
કંઈ નથી કંઇ નથી એજ છે, શું કહુને શું કરૂ. ૩
નામ જાણ્યું તે શું થયું, રામ ન જાણ્યો આપ;
[illegible] નામ લજાવીયું, મીથ્યાનો સંતાપ;

ભીખ્યાનો સંતાપ, પારણુ પુત્ર વીના જે;
ભીખ્યા ગાજે મેઘ, વર વીણુ જાનજ લાજે,
કેહેત ચકલરામ, હરીનો કહો કયાં છે ધામ;
સતચીત આનંદ ઓળખ્યું, તેણે દીધું નામ. ૪
સમજણ વીના શું કરો, કલ્પીત દેહનું કર્મ;
સાધન છે સંસારનુ, સુપનનો છે ધર્મ;
સુપનનો છે ધર્મ, સ્મરણુતો સમજી કરીયે;
વેદ ધર્મ વીસવાસ, સમજીને નીરભે ફરીયે;
કેહેત ચકલરામ, અવીધામાં તું શીદ ફરે;
ગુરૂની ન પાગ્યો સાન, સમજ વીના તુ શું કરે. ૫
ભેદ સમજે ભ્રાંતી ટળે, શાંતી આવે સાર;
જગત જુઠુ તુ ધારીને, સત નારાયણને ધાર;
સત નારાયણને ધાર, જ્યાં જોઉ ત્યાં સરવ એ છે;
વેદ પુરાણુની માંહ, ઉપનીશદ નિચ્ચે કહે છે;
કેહેત ચકલરામ, ગુરૂ ચરણુમાં છે સમજ;
સમાગમ કરલે સત, ભેદતો તરતજ સમજે. ૬
બરફી બરફી મુખ કહે, એમ ન ભાગે ભુખ;
સૂખડીયા સતગુરૂ કને, ગ્યાન માલ લે ભાગે ભુખ;
ગ્યાન માલ લે ભાગે ભુખ, ત્રષ્ણા ભુખ તરતજ ભાગે;
ત્રીવીધ કેરો તાપ, અનુભવ જઠરા જાગે,
કહેત ચકલરામ થઇ જા એકજ તરફી;
અદ્વૈત આકાશ, સત સમજ લે સાચી બરફી. ૭

પાણી પાણી મુખ કહે, એમ ન જાયે તરસ;
ગ્યાન ગોળી ઉધાડજો, જળ છે સાચુ દરસ;
જળ તે સાચુ દરશ, સોહં સોહં પીજે;
દયા દીનતા કરભર, શાન્તિ કળસજ લીજે;
કેહેત ચકલરામ, વિવેક ગયણે લે છાંણી;
સમાગમ સચ્ચા જળ, અનુભવ પી તું પાણી. ૮
બોલ્ય બોલ્ય તું શું કરે, સોહં શબ્દ બોલ્ય;
આવરણ દેહનું તોડીને, અંતર પડદા ખોલ્ય;
અંતર પડદા ખોલ્ય, રચના ત્યાં છે ભારે;
ખટ ચકરકે માંહી, રેચક કુંભક ધારે;
કેહેત ચકલ રામ, વળતી તું રાખ્ય ડોલ્ય;
ચઇતન આકાશ સમજીને, તુંહી તુંહી તું બોલ્ય. ૯

( રાગ એકતારાના ભજનને )

ભજ રામ નામ નર બાળા, મનસે ફેરાલે માળા;
અનભે તો હોગયા ભારા, ચઇતન દેખો એક ધારાજી. ટેક
ખાન પાનમે તો ખુબ રહેતા, હરી નામ મુખ નહી લેતા;
માયાકા પુરમે વેહેતા, ત્રષ્ણા તો દુખ બહુ દેતાજી. ભ. ૧
મુનશા દેહકા તે તુ લાહાવા, પીછે નહી આવેગા દાવાજી;
ચોરાસી જુનમે જાવા, ત્યાંતો દુખ અત્યંત પાવાજી. ભ. ૨
ફીર અવસર નહી હે ઇનકા, સાહેબ નામહે નીકા;
છોડ તન અભીમાન તીનકા, માયાકા રંગહે ફીકાજી. ભ. ૩

ગુરૂ સંગે ચલ તુ પ્યારા, દેખ સરૂપ ચીત એકધારા;
તત્વ સ્વરૂપી તારા, સબ વ્યાપક સબસે ન્યારાજી. ભજ. ૪
મોહ મમતા મેલી ગયા, જેસે નીર ગંગાકા વહ્યા;
ચકલ કેહેતે આનંદ ભયા,દયાસીંગકી હોગઇ દયાજી. ભ. ૫

## રાગ ભજન ૨.

દેખ રામરૂપ સબ જાના, છોડ અહંકાર અભીમાના;
ગોવીંદ ગુણ સત ગાના, છુટ ગયા માન અપમાનાજી. ટેક
બાનાતો લે તુ પક્કા, જમકા છુટેગા ધકકા;
પ્રલાદકા પીતા થકકા, લોહાકે થંભે ટકાજી. દેખ. ૧
મીરાંબાઇકું વીખ જબ દીયા, આનંદ હોકે કરમે લીયા;
રાણાએ દુખતો દીયા, અમરત જાનકર ઓ પીયાજી.દેખ. ૨
માતાકા બચન લગા, ધરૂજી તો બનમે ભગા;
છોડ ચલા કુટુંબ સગા, અચળ પદતો મગાજી. દેખ. ૩
જડભરત મુની રહ્યા, પાલખી તો કંધપર લીયા;
રાજેકુ ગ્યાનતો કહ્યા, અભીમાન છોડકર ગયાજી. દેખ. ૪
જીને જાણ્યા તીને માન્યા, સાક્ષી રૂપતો પરમાણ્યા; .
ચકલરામે સત જાણ્યા, જુવો વેદના પરમાણાજી. દેખ. ૫

## રાગ ધોળ.

બુદ્ધિ બાઇ હું. વારૂ તુજને, સમજો તો બહુ સારૂ જોને.

અભીમાનમાં શુ હીંડો છો, કરતી મારૂ મારૂ જોને. ટેક.
સ્વપના જેવુ આ છે સગપણુ, એ તો ખોટુ લહારૂ જોને.
વીજળીના પ્રકાશના જેવું, ઓચીંતૂ અંધારૂ જોને.
માયાનુ આ લટકુ ચટકૂ, એતો મીથ્યા ભાળુ જોને.
સંત સમગમ તેં ના કીધો, મુખે દીધુ તળુ જોને.
હરી નામ મુખે ન રાખ્યું, તેનુ મુખડુ કળુ જોને.
મુનશા દેહનો લાવો ન લીધો, અભીમાન ન ટાળ્યું જોને.
રામનામને પ્રેમ ન રાખ્યો, જીતી બાજી હારૂ જોને.
ગૌબ્રમણની શેવા ન કીધી, ચઢ્યો માયાનો દારૂ જોને.
સંત વચનથી વઇરાગ પામુ, અંતે થાશે સારૂ જોને.
ભુડી માયામાં શુ ભુંડા છો, કરતા મારૂ મારૂ જોને.
ભાવજળમાં શુ બોડી રહયાછો, એનો જળ છે ખારૂ જોને.
જમડા આવી ઝટ પકડશે, રહેશે મનનું ધારયું જોને.
અકલરાંમ કેહે પાંચ તત્વના, ગંધ્યે દાર છે મારૂ જોને.

પદ ૧. રાગ. ઓધવજી સંદેશો કહેજો શામને

મહા જ્ઞાનતો ગુરૂ વીનાનુ નહી મળે,
જ્યારે મળશે કોટી જન્મના પુન્યજો;
સત્સંગ મનન નિધ્યાસન નિસ્ચે કરો,
ત્યારે વળતી જઇને મળશે સુન્યજો. મહા. ૧
સુદ્ધ સ્વરૂપ જોતામાં ન્નુનતા રહે નહી,
તુમ તત્વના ભેદને વિચારજો;

મહા વાયકના અરથથી નીસ્ચે કરો,
લક્ષણા વડે ચઇતન્ય આકાશ ધારજો. મહા. ૨
મહાજ્ઞાન તો વસીસ્ટે રામને કહ્યું,
કૃશ્ણ પણ સંદીપનો પામ્યા બોધજો,
ગોપીઓને ઓધવ પ્રત્યે કહાવીયુ,
તમે તમારા શરીરનો કરજો શોધજો. મહા. ૩
ધરૂજીને વિષ્નુ પ્રત્યક્ષ મળીયા,
તેમને પણ બતાવ્યો સતસંગ સારજો,
પ્રલાહજીએ નરસંગ રૂપ પ્રગટ કર્યું,
તેમણે કહયું મને સર્વે વ્યાપક ધારજો. મહા. ૪
સત સાસતર સતગુરૂના સેવ્યા થકી,
વેદાંત સિદ્ધાંત કરો પામે લક્ષજો;
ચકલને તો ગુર દયાસિંગ મળ્યા,
બ્રહ્મતત્વ દરસ્યુ છે પરત્યક્ષજો. મહા ૫.

રાગ ઉપર પ્રમાણે પદ ૨ જું.

સમજણ વિના સાધન તારૂ વૃથ છે,
હુંપણાથી પામ્યો તું જીવ રૂપજો;
નીજ જ્ઞાનથી તત્વને તમે ઓળખો,
તો તે તમારા અંદર દીસે અરૂપજો. સમ. ૧
સતસંગરૂપી વૃક્ષતણું એક ઝાડ છે,
તેનું ફૂળ તો જ્ઞાન તત્વ વિચારજો;

જન્મ મરણના દુખથી મુક્ત થશો,
સતચીત આણંદ રૂપ પો તાનું ધારજો. સમ. ૨
અજ્ઞાન પુલ તો દેહ બગીચામાં બન્યું,
જ્ઞાન બરફથી તે તો પામે પારજો;
રવી ઉગે રજની તો રહે નહિ,
નામરૂપ મીથ્યા માયા ધારજો. સમ. ૩
સોળ સણગાર ધરે છે કોઇ સુંદરી,
નાક વિનાનો તેનો નહિ સણગારજો;
જપતપ તીરથ સર્વ સપ્ન સમાન છે,
જ્ઞાન વિનાનો મીથ્યા લીધો ભારજો. સમ. ૪
સુદ્ધ રસોઇ બનાવી છે અતિ ઘણી,
મીઠા વિના તો તેમાં નહી કંઇ તાલજો;
ભણી ગણીને ભુમિમાં ફરતા ઘણા,
તાબા રૂપૈએ નહિ મળે કંઇ માલજો. સમ. ૫
કાષ્ટની તરવારે શતરૂ નહિ મરે,
ઉલટો આવી મીથ્યા સામો ધાયજો;
સમજણ વિના સાધન તેવા જાણજો,
તે તો ઉલટો બમણો બંધન થાયજો. સમ. ૬
માટે કરો સતસંગ સાર સંસારમાં,
તુમ તત્વ તો દીસે છે એક તારજો;
લક્ષણાવડે લક્ષને નિસ્ચે કરો,
ચકલ નહિ એ ચઇતન સરવે ધારજો. સમ. ૭

અખાના રાગનો છપ્પો.

જુઠું હતું તે સાચું થયું, સાચું હતું તે સંતાઈ ગયું;
જુવો જગતનો ઉંધો ખેલ, જ્ઞાન હીણુ સબ વસે બેલ.
પરમતત્વ તો દીસે સહી, ખોટું નિસ્ચે માને જઇ;
આંધળો જેમ કુવામાં પડે, મતોમતમાં શીદને વઢે.
એક તો જણ માનેજી સત્ય, બીજો તેને કરે અસત્ય;
સાક્ષી ભુત તો આપે હરી, ચકલનો અનુભવ જો ફરી.

નિતિવાચક.

ઠપકો દે તેના સામુ લડવું નહી, ગરીબને સતાવવો નહી, પંચના ઉપરાંત થવું નહી, પંચ કહે તે માનવું, લડતાં વારે તેનું અપમાન કરવું નહી, કોઇ પુછે તેને ખરૂ કહેવું, ગરીબની બને તેટલી બરદાશ રાખવી, કસબ ચોરી રાખવો નહી, ગરજુ આવે તેને બતાવવો, સરકાર દરબાર જતા રહેવું, પંડિતની મીત્રાઈ કરવી, વિવેકથી વહેપાર કરવો, વહેપાર કરતાં ડરવું નહી, ને ડરવુ તો કરવું નહી, કોઇ વાતે દમ ખાવો નહી, ચોપડા ચોખખા રાખવા, ભુલ હોય તો ચોરી રાખવી નહી, અસ્ત્રીને દુખ દેવું નહી, તે દુખી તો તમે સાત વાર દુખી છો, કોઇની ચુગલી કરવી નહી, કામ જેટલુ બોલવું, એમાં અસત્ય થોડુ બોલાશે, કોઇની સાયદી પુરવી નહી, ને પુરવી તો દીઠુ તેવું કહેવું, સારૂ કામ કરતાં ઢીલ કરવી નહી, નરસુ કામ કરતાં દસવાર વિચાર કરવો, બુમ સાંભળીને બેસી રહેવું નહી, ત્યાં જઇને સમાધાન કરવું, અત્યંત મારે તેને મે-

લાવવો, મારે તેને મારવો, દયા રાખવી નહી, કોઇની પ-
ક્ષ કરવી નહી, વ્યાજબી ચાલવું, કોઇને વિશ્વાસ આપવો
નહી, ને આપવો તો કર્યા વીના રહેવું નહિ, કહેવા કહે-
વી માનવી નહી, નજરની દીઠી પણ સાચી માનવી નહી,
વિચારથી તપાસ કરવો, સેહેસા કામ કરવું નહી, અસ્ત્રી-
નું કહ્યું માનવું નહી, વિશ્વાસ રાખવો નહી, કોઇની એ-
બ ઉઘાડવી નહી, કોઇને તુચ્છકાર કરવો નહી, ધીમે રહી
ને સમજ પાડવી, ઓછું વાચક બોલે તેના સામુ બોલવું
નહી, શાંન્તી રાખવી, બહુ કામ આવે તો ઘભરાવવુ નહી,
ખરી વાતમાં મત કરવો નહી, તેમાં નહાના મોટાપણું
રાખવું નહી, સરકાર દરબાર ચઢવા દેવા નહી, સમજાવી
ને સમાધાન કરવું, લડે તેને વારવા, તે સારા માણસનું
કામ છે, ગુરૂનું જ્ઞાન ગ્રહણ કરવું, તેના કૃત ઉપર નજર
રાખવી નહી, ગઉ બ્રાહ્મણનું રક્ષણ કરવું, એ આપણા ક્ષ
ત્રીઓનો મુખ્ય ધર્મ છે, બ્રાહ્મણ ભગવાનનું સ્વરૂપ છે તે
વાતમાં સંદેહ નહી, જગતગુરૂ બ્રાહ્મણ કહેવાય છે તે વા
ત સાચી છે દેશ રટન કરતાં ગફલત રહેવું નહિ. કોઇનો
વિશ્વાસ રાખવો નહિ. વેપારની રૂખ જોતા રહેવી, ખરચ
આવે તેનો તપાસ કરવો, બ્રમનિષ્ઠા બ્રમસોત્રી બ્રમવેત્તાનો
સમાગમ કરવો, ડાહ્યા પુરૂષની દોસ્તી રાખવી, અજ્ઞાની-
નો કામ જેટલો વહેવાર રાખવો, કોઇ માણુસ ભાગ્યો હો-
ય તેને હિમત આપવી, એ મોટું હથિઆર છે.

## ભજન એકતારાના રાગનું.

આદમસે હમ બીચ જાના, સત તત્વ તો પરમાણા;
અખંડ સ્વરૂપ ચીન આના, પરમાણા હે વેદાનાજી. ૧ ટેક
જીવ શીવકા બ્રહ્મ હુટા, માયાકા બંધન છુટા;
વેદાંત જીનુને ઘુંટા, અપના સ્વરૂપતો હુતાજી. આદમ ૨
હસ્તી ભાતી પ્રિય દેખા, અનઘડ સ્વરૂપ તો પેખો;
અલેખમાં નહિ કાંઇ લેખો, મુક્તીકી છોડદે મેખોજી. આ. ૩
મરણ જનમકા હુટયા ધોકા, જ્ઞાન સ્વરૂપ પી તુ હુકા;
સારતર સ્વરૂપ પી સુકા, અજ્ઞાનકા ધુંઆ ફુંકયાજી. આ. ૪
જયાં જોઉ ત્યાં સરવે સરખા, ગુરૂવચનસે જીન પરખા;
તુરીઆતીત જીને નરખા,દેખી હઇયા મેરા હરખ્યાજી આ. ૫
સમાગમ શહેરમાં જાજો, ચકલકે વસ્તુ લાજો;
દુખ સુખ પડેતો સહેજો,ચિદા આકાશ સુખતો લેજોજી આ. ૬

## રાગ ઉપર પ્રમાણે.

છોડ દેહ અભીમાના, મત કરો માનને ગુમાના;
એક દીન ચલા જાના, મશાણુકી છાર તો થાણાજી. ટેક
રાવણ સરખા મોટા, આખર તે રણમે લોટા;
જીના લંકા સરકા કોટા, ગીરકરતો હોગયા છોટાજી. છો. ૨
ફુલ ફટાકેમે ફરતા, એક દીન તુંતો મરતા;
કાલસે કયું નહિ ડરતા, પીંપરકા પાન જયું ખરતાજી. છો. ૩
દેખ કરણ સરખા કુટયા, અરજુનકા બાણતો છુટયા;

હસ્તિના પુરતો લુટયા, પાંડવાકા જોદ્ધા ટુટયાજી. છો. ૪
માયામે ફરતા અંધા, ત્રષ્ણાકા પાટા બંધા;
જ્ઞાન સમજી લે નર ગંદા,નામ રૂપકા લાધ્યા લધાજી છો.૫
મુનસા દેહ તો મુંઘી મણી, ઓળખી લે સાચા ધણી;
હરી હીડ દે હીરાકણી, નીજ રૂપ હોજા બનીજી. છો. ૬
દેહ બગીચામાં જાજો, ચકલ કહે નિરભે થાજો;
બ્રહ્મ રસ પીને પાજો, જીવણ મુકતી સુખતો લાજોજી. છો. ૭

રાગ હાટડીઓમાં કેમ રહેવાશે ભાઈરે.

સાહેબને રેલ ચલાવી ભાઇરે, ઇસકી સોભા અપરંપાર;
સાહેબે રેલ ચલાવીજી. ટેક.
નુરત સૂરતકે તાર લગાએ, ઝટ ખબર તે દેત;
અંતસકરણસે ઇંજન ચલતા, મનબુદ્ધી ઇસ્ટીમમાં લેત. સા.૧
સમાગમકે સ્ટેશન વિષે, ગુરૂ માસ્તર ટીકટ લેઇ પેઠ;
જ્ઞાનકી ટીકટ લેકર ચલના, નીરગુણ ગાડીમાં બેઠ. સા. ૨
નીરવરતી નડીઆદકુ જાતું, અંતરસે આણંદ દેખ;
વિવેક વડોદરામાં ફીરકર, બ્રહ્મજ્ઞાન ભરૂચકું પેખ. સા. ૩
ખુબ સુરત તેરી સુરત દેખ કર, વળતી વસઇમાં થીર;
મુળ મુકામમાં તો મુંબઇ પહોચે, સમતા સમુદ્ર તીર. સા. ૪
વિજ્ઞાન બોટમાં જાકર બેઠના, સમા ટેમતો વીતી જાય;
બ્રહ્મ દેશમાં જાકર રહેના, સત ચિત્ત આંણુંદ તું થાય. સા. ૫
આકાશ તત્વકા ઇંજીન બનીયા, ખટ ચકરકા વપન સાર;
[illegible] લગતહે, સમતા જળ અપાર. સા. ૬

સાક્ષી ચઇતન કળ દબાવે, સબદકી સીટી થાય;
દિવસ રાત ઇંજીન ચલતા,ચકલ કહે દુનીઆ બેઠણુ જાય. સા.૭

દોહરો.

માન અપમાન તો બંને નાઠા, સતસંગમાં જઈ ફરીઓ;
પાંચ તત્વનું આ છે ગાતર, કહે છે ચકો કડીઓ;
કલ્પીતમાં સઉ કલ્પીત દીસે, કલ્પીત સરવે જાણો;
જડ ચઇતન પણ કલ્પીત કહીએ, વેદ વિધિ પરમાણો;
એક વસ્તુમાં સરવે થયું છે, એકમાં સઉ સમાશે;
તે વસ્તુને નિશ્ચે કરશો, ત્યારે આણંદ થાશે;
સબદ જાળનો ઉંડો કુંવો, સમજ વિના તુ પડીઓ;
જ્ઞાન વઇરાગના દોરે ચઢજે, કહે છે ચકો કડીઓ;
જગત બ્રહ્મમાં ભેદ ન માનો, સંશે મનનો તાળો,
જ્ઞાન ધનુષે બાણુ ચઢાવી, અજ્ઞાન ચોરને મારો;
ગુરૂ માધવની કીરપા થકી, થયું છે જ્ઞાન પ્રકાશ;
રવી ઉગ્યો રજની ટળી, અવિદ્યા પામી નાશ;
ના રહે આપની આપદા, ભજજો પૂરણુ બ્રહ્મ;
પરલે થાશે પલકમાં, થુલ દેહના કર્મ;
વાણી તો પાછી પડી, મન પામ્યું છે મોહ;
મુગાને સ્વપ્ન થયું, સમજી શકે શું સોધ;
નિશા અંધારીને વિષે, સર્પ ભ્રાન્તી તો થાય;
જ્ઞાન દીપક પરકાશતાં, રજ્જુ નિષ્ચે થાય;

સરપ મીથ્યા તે જગત છે, રજ્યુ તત્વ સમજાય;
ભ્રાન્તી ભાગે ભવતણી, જગત બ્રહ્મ દરશાય.

વાત.

એક રાજાની કુંવરી હતી, તેના દરબારમાં ઘણા સંત આવતાહતા, ત્યારે તે રાજાની કુંવરી બોલી મહારાજ મને કંઠી બાંધે, ત્યારે તેમાંનો એક સંત બોલ્યો અમારેતો દ્વારકાં જાણાહે કોઇ મહાપુરૂષ આવે સો કંઠી બંધાણા. પેલી બાઇએ વિચાર કર્યો કે મહા પુરૂષ મને કયારે મળશે, તેમ ધારીને એક ભંડારો ઠરાવ્યો, ગામે ગામના સાધુને નોતર્યા. તે સંત બધા જમવાને આવતા હતા, ત્યાં રસ્તામાં એક ખેતરમાં એક અડબંગ ઠાકચડો થાકીને બેઠો હતો, તેણે પેલા સંતોને પુછયું, મહારાજ તમે કયાં જાઓછો, ત્યારે પેલા સંત કહે છે માલપુવા ઓર દૂધ જમનેકુ જાતાહેં. પેલા અડબંગે વિચાર કર્યો જે લાવ્ય આપણે સાધુ થઇએ, તે ખેતરમાં તાપણીની રખ્યા હતી તેને શરીરે ચોળી લંગોટ ભીડીને તેપણ ચાલ્યો. બધા સંતો દરબારમાં જમવા બેઠા છે તેમનાથી થોડેક દુર પેલો અડબંગ પણ બેઠો રાજકુંવરી સંતને ઓળખવાને માટે સામી ઝરૂખામાં બેઠી છે. સર્વે રસોઇ પીરસી રહ્યા પછી પોત પોતાના આસન ઉપર જમવા માંડયું છે. પેલા સંત લોકોએ તો પોતાની રૂઢી પ્રમાણે જમવા માંડયું પણ પેલા અડબંગ

જુઠા સાધુએ પોતાના જાતી સ્વભાવને લીધે ઢૉંસ છાસના અભ્યાસે બધુ એકઠું કરી પી ગયો, ત્યાર પછી જમી રહ્યા એટલે બધા સંતોને અકેકી પામરી આપી. તે લોકોએ પોત પોતાની જુકતી પ્રમાણે પાસે રાખી. પેલા અડબંગે તો ગાંડ તળે ઘાલી, આ બધી ચર્ચા પેલા રાજાની કુંવરી ઝરૂખામાંથી જોતી હતી તેણે પેલા અડબંગને કોઇ મહા-મહાપુરૂષ ધાર્યો. કારણકે એનામાં કોઇ વાતનો ભેદ દીઠો નહી. પછી તેણે સીપાઇને બોલાવીને કહ્યુ કે પેલા સંતને બોલાવો. ત્યારે સીપાઇ બોલાવા જાય છે, તેમ પેલો નાસ્તો જાય છે, તેના મનમાં એમ લાગે છે કે મને જુઠો સાધુ ઓળખ્યો. પણ પેલી બાઇ તો પોતાના મનમાં એમ સમજી કે આ સંત મારા જેવીની પણ ગરજ રાખતા નથી. એમ પોતાને સરધા વધતી જાય છે. સીપાઇને આજ્ઞા કરી કે ઝટ દોડીને એમને ઝાલી લાઓ. પછી પેલા અડબંગ જુઠા સાધુને પકડી રાજાની કુંવરી પાસે લાવ્યા. તેના મનમાં તો એવી બીક છે કે નકી મને ઓળખ્યો માટે મારી નાંખશે, તેથી નીચુ ઘાલીને બેઠો. પેલી બાઇ સામી આવીને હાથ જોડીને કહે છે મહારાજ મને કંઠી બાંધો. પણ પેલા માણસના મનમાં ચોરીને લીધે બોલી શકતો નથી. પેલી બાઇને નીશ્ચે થતુ જાય છે ઓ હો મારી પણ ગરજ રાખતા નથી.' પછી બે ત્રણ વાર

આમ કહ્યા કરસું મહારાજ મને કંઠી બાંધો. પેલા અડ-
બંગે વિચાર કરી કહ્યું કે ચલ જંગલમે બાંધેગા. પેલી
બાઇએ સાચે મનથી સોળે શણગાર સજીને પેલા જુઠા
મહાત્મા સાથે ચાલી. જંગલમાં લઇ જઇને ઝંડીઆ કુવા
માં નાખીને પોતાના ખેતરમાં નાશી ગયો. તે વાતના ત્રણ
દીવસ થયા ત્યારસુધી કુવામાં પડી પડી સરધા છોડતી ન
થઇ. કારણકે મહારૂ પારખુ જોવા નાંખી હશે. ત્યારપછી
રાજાની કોમળ છોડીને કઠે પ્રાણ આવ્યા ત્યારે અંતરજા-
મીએ જાણ્યું કે મહારા બાનાને લીધે એનો જીવ જશે
પોતે કુવા ઉપર આવીને ચતરૂભુજે દરશન દઇને કહ્યું કે
બાઇ તું નીકળ. પણ પેલી મહીથી બોલી કે મહારા ગુરૂ
આવશે ત્યારે નીકળીશ. ભગવાને જાણ્યું કે હજુ સરધા
છોડતી નથી. માટે પેલા અડબંગ પાસે ગયા, ને તેને તે
ડી લાવ્યા. પેલી બાઇએ પેલા અડબંગને જોઇને બહાર
નીકળી. આ વાત જોડી કહાડેલી છે પણ તેનો સાર એટ
લો લેવાનો છે કે ગમે તેવા જુઠા ઉપર પણ સાચી સરધા
હોય તો તેને ભગવાન મળે છે. ( સમાપ્ત )

## વાત ૨ જી.

એક ચોરાશી ગામનો જીવો કરીને ઠાકરડો હતો. તે
જીવો નિશા બહુ કરતો હતો. પછી તે પાંચ મહેલના ઠા
કોરની કુંવરીને પરણ્યો. તે બાઇ સારી ગુણવાન ને સ્વરૂ-

પવાન હતી. પેલો જીવો ઘરમાં આવે ત્યારે પેલી બાઇ કહે કે મોં ધોઇને આવો તો ખાવા આપુ પછી કહે છે હાથ પગ ધોઈ આવો તે દીવસે ખાવા આપ્યું. બીજે દીવસે પેલો જીવો ઘરમાં આવ્યો ત્યારે પેલી બાઈ કહે કે હવે તો દેવના દરસન કરી આવો તો ખાવા આપું. પેલો બીચારો આખા ગામમાં ફરયો પણ કાંઇ દેવસ્થાન દીઠુ નહી ત્યારે પાછો આવીને પોતાની સ્રીને કહ્યુ કે મેં તો કંઇ દેવસ્થાન દીઠું નહી. પણ એક કુંભાર ભગત છે. ત્યારે બાઈ કહે છે તેના રોજ દરસન કરીને આવશો તો ખાવા આપીશ. તેમ હમેશાંન પેલો જીવો દરસન કરતો હતો. એક દહાડો તે કુંભાર માટી ખોદવા ખાણે ગયો હતો ત્યારે જીવો દરશન કરવા ગયો ને કુંભારને દીઠો નહી માટે તે પણ માટીની ખાણે નાઠો તે ખાણમાંથી સાત મહોરોના અરૂ નીકળ્યા હતા. તે વિચાર કરતો હતો કે કોઈ મને ના દેખે તો લેઇ જઉં. એવી તકમાં પેલો જીવો સામો આવતો હતો તે કુંભારનું મોં જોઇને દીઠુ દીઠુ કરતો ઉતાવળમાં નાઠો. કુંભારે જાણ્યું કે તે સાળો ગેટે કહી દેશે કે શું માટે પછાડી તે નાઠો. લગભગ ગેટના પાસે આવતાં કહે છે કે અલ્યા તારૂ ને મારૂ અડધો અડધ જીવે જાણ્યું કે કંઇક છે એવું જાણીને ઉભો રહયો. કુંભાર કહે શું દીઠું ત્યારે જીવો કહે છે અડધો અડધ શું દીઠું

જીવો તો કહે છે મેં તો તમારૂં મોં જોઈને દીઠું કહ્યું ત્યારે કુંભાર કહે છે મહોરોના ચરૂ નીકળ્યા છે એવું જાણીને અડધો અડધ કહ્યું. પછી બંને જણા સમજીને અડધો અડધ માલ ગુણામાં ભરીને ઉપર માટી નાંખીને પોતપાતાને ઘેર લઈ ગયા. આ વાતનો સાર એટલો છે કે ભક્તી કરે તેને ઓચીંતાનું મહોરોની પેઠે આત્મજ્ઞાન મળે.

અર્થ—ચોરાશી ગામને ઠેકાણે ચાર ખાણ. જીવાને ઠેકાણે જીવ. પાંચ મહેલને ઠેકાણે પાંચ તત્વની મુનશા દેહ તે સો. જીવો અત્યંત ચોરી કરતો હતો તે જન્મ મરણ મોં ધોઈને શુદ્ધ કરવાને ઠેકાણે રામ નામનું સ્મરણ. હાથ ધોવાને ઠેકાણે માળા લેઈને ઇશ્વરનું સ્મરણ તથા પૂજન શુભ કામ કરવુ તે. પગ ધોવાને ઠેકાણે તીરથ વર્ત યાત્રાઓ મહાત્માને શરણે જવું તે. દેવ દરસનને ઠેકાણે શુભ વિચાર કરવા. કુંભાર ભક્તને ઠેકાણે બ્રહ્મવેત્તા ગુરૂનું રોજ દરસન કરી સમાગમ કરવો. માટીની ખાણને ઠેકાણે આત્મવિદ્યા. મહોરોને ઠેકાણે આત્મ ધન. જીવાએ દીઠું દીઠું તે ઠેકાણે સતગુરૂની સાન. મહોરો અડધો અડધ લીધી તે ઠેકાણે જીવ બ્રહ્મ બે સરખા. ( સમાપ્ત )

## વાત ૩ જી.

એક વણીકની સ્ત્રી ધરમને સારૂ દેવ દરસન કરતી હતી તેજ સ્ત્રીના છોકરાની વહુ પોતાને ઘેર આવી તે પણ વેદાંતીની દીકરી હતી. શાણી સાસુ રોજ ગોવાળ મંગળના દરસન કરી શંકરનું પુજન કરતી હતી. તે પણ શાણી વહુ વેદાંતીની દીકરી પોતાના ઘરના મહાત્મા સતસંગથી આત્મગ્નાન જાણતી હતી તેમ કરતાં એક દીવસ વહુના ઉપર સાસુને ઉલટ આવી તેથી કહ્યું કે ચાલ વહુ દરસન કરવા. તે પોતે સાથે તેડી ગઇ. વહુ મનમાં વિચાર કરે છે જે મારી સાસુ મને પ્રેમથી દરસન કરવા તેડી લાવી છે પણ મારા મનનો અભીપ્રાય તે જાણી શકતી નથી. પેલી સાસુને વહુ બંને જણ મહાદેવના દેરા પાસે આવ્યાં, તે દેરામાં કારીગર લોકોએ પથરનો મોટો નંદી બનાવી બેસાડ્યો હતો. સાસુને વહુ દેરામાં પેસતાં પેલી વહુ બોલી કે ના બા આતો આખલો છે મને મારે, હું તો મહીં નહી આવું. સાસુ કહે ના દીકરી આતો પથ્થરનો બનાવેલો છે ત્યારે વહુ બોલી કે મહાદેવ શાના છે, સાસુને વહુ કહે છે ત્યારે તે તમારૂ કલ્યાણ શું કરશે. સાસુએ જાણ્યું કે વહુ શાણી છે પછી બંને જણા ઘેર આવ્યાં.

અર્થ–પામર ભકતી છોડાવવાને માટે મોક્ષપદ ધારવાને માટે દ્રષ્ટાંત તરીકે વાત લખી છે.

## પ્રશ્ન ઉત્તર.

બ–કરમ તે શું ? ચ–ઇંદ્રીઓના વિષે થાય છે તે. બ–ઇંદ્રીઓના વિષે તે શું ? ભોગ ભોગવવાનું સ્થાન. ચ–ઇંદ્રીઓ તો જડ છે. બ–સત્ય અસત્યને લીધે જડ જણાય છે. ચ–સત્ય શું ને અસત્ય શું ? બ–સત્ય તે બ્રમને અસત્ય તે જગત. ચ–સત્ય બ્રમ કેવા છે ને કયાંછે ? બ–મુળ રૂપે સત્ય ચીત્તને આણુંદ છે તે બધે છે. ચ–સત્ય તે શું ? બ–મુળ વસ્તુ છે તે. ચ–મુળ વસ્તુ તે શું ? બ–જે આરોપમાં લેઇએ તે. ચ–ચીત્ત તે શું ? બ–મુળ વસ્તુને ઓળખે છે તે. ચ–આણુંદ તે શું ? બ–મુળ વસ્તુને દેખે તે આણુંદ. ચ–મુળ વસ્તુ શાથી દેખાય ? બ–આરોપને લીધે. ચ–આરોપ કોનો કરવો ? બ–જે રૂપ ભાસે તેનો આરોપ કરવો. ચ–કરવાની જુકતી બતાવો ? બ–ચાર સાધન વડે જણાય છે. ચ–ચાર સાધનના નામ બતાવો ? બ–વીવેક, વૈરાગ્ય, ખટ સંપત્તી, ને મુમુક્ષતા. ચ–ત્યારે જ્ઞાનનો અધીકારી થાય છે ? બ–ચારે અનુબંધ જાણનાર બ્રમ વિદ્યાનો અધીકારી થાય છે. ચ–વઇરાગ્ય તે શું ? બ–બ્રમથી કે કીડી પરયંત સર્વ સ્વપ્નવદ જાણે તેનું નામ વઇરાગ્ય. ચ–વિવેક તે શું ? બ–બ્રમ સત્ય, જગત અસત્ય તેવું જાણે તેનું નામ વિવેક. ચ–ખટ સંપત્તિ તે શું ? બ–સંમ, દમ, ઉપર તીતી, સરધા, સમાધાન છે તે. ચ–મુ-

મુક્ષ તે શું ? બ-બ્રમ સ્વરૂપને મળવાની ઇચ્છા છે તેનું નામ મુમુક્ષ. બ-ઘણા પુસ્તક ભણવાથી શું થાય ? ચ-ઘણા પુસ્તક ભણવાથી ઘણું જ્ઞાન ને ઘણો આનુંદ થાય છે. બ-જ્ઞાન તે શું ? ચ-જગતને મીથ્યા જાણવું તે જ્ઞાન. બ-જગત તે શું ? ચ-નામ, રૂપ ને ગુણ તે. બ-નામ રૂપ ને ગુણ શાના ? ચ-માયાના. બ-માયા કોને કહોછો? ચ-નથી ને દેખાય તેને. બ-નથી ને દેખાય તે શું ? ચ-અધ્યારોપ વડે બ-અધ્યારોપ શાનું ? વસ્તુનું. બ-વસ્તુ તે શું ? ચ-ના દેખાય તે. બ-ના દેખાય તે કોનાથી ? ચ-અજ્ઞાનીથી. બ-અજ્ઞાન તે શુ ? ચ-પોતાને ભુલ્યો તે. બ-ભુલ્યો શાથી ? ચ-શબ્દની વાણીથી. બ-શબ્દની વાણી કોણ ? ચ-ભ્રાન્તી. ભ્રાન્તી કોને નથી ? ચ-બ્રહ્મને અને ભરપુરને. બ-હું ભરપુર નથી ? ચ-નથી તારે બોલેછે કોણ ? બ-શબ્દ. ચ-શબ્દ કયાંથી બોલ્યો ? બ-માયામાંથી. ચ-તમે તે કોણ ? હું હાજર છું તે. ચ-તમે હાજર શાના બન્યા છો ? બ-પાંચ તત્વના. ચ-જડ છે કે ચઇતન્ય ? બ-જડ. ચ-એ જડ છે ત્યારે તમે બોલો છો તે કોણ ? બ-હું ચઇતન્ય આત્મા અખંડ રૂપ છું તે. ચ-ચઇતન્ય આત્મા સર્વ જગ્યાએ છે ત્યારે તમે જડ શાથી કહો છો તે તમારી ભુલ છે ? બ-ઇશ્વર શાથી જણાય. ચ-ઇશ્વર શાને માનો છે ? બ-વેદશાસ્ત્રના આધારે. ચ-માનો છો કે જાણો છો ? બ-જાણયાં વીના મનાય નહિ. ચ-જાણો છો

ત્યારે તે કેવા હશે તે કહો? બ–સત્ય, ચિત્ત ને આણંદ. ચ–તમારામાં છે કે નથી? બ–છે. ચ–તમારામાં સત્ય તે શી વસ્તુ છે તથા ચીત્ત તે શી વસ્તુ છે અને આણંદ તે શી વસ્તુ છે? બ–સત્ય એટલે હું હાજર છું, ચિત્ત એટલે હું સરવે જાણું છું અને આણંદ એટલે હું માગ શરીરે પ્રીય છું. ચ–પ્રીય તે શી વસ્તુ છે? બ–જેનાથી સુખ થાય તે. ચ–જાગૃત તે શું? બ–વિશ્વ દેખાય તે. ચ–દેખાય શાથી? બ–નેત્રસ્થાનથી. ચ–બોલાય કયાંથી? બ–વૈખરી વાચાથી. ચ–વૈખરી વાચા કોને કહો છો? મુખમાંથી જે શબ્દ બહાર નીકળે તેને. ચ–સુપ્ન શાને કહો છો? બ–જાગ્રતના અભાવને. ચ–જાગ્રતનો અભાવ તે શું? બ–થુલ ઇંદ્રીઓનો લે થાય તે. ચ–ઇંદ્રીઓ શાને કહો છો? બ–ઇંદ્રિઓ બે પ્રકારની છે, પાંચ જ્ઞાન ઇંદ્રિઓ ને પાંચ કર્મ ઇંદ્રિઓ. ચ–ઇંદ્રીઓ જાણી પણ તેને ચઇતન્ય કરનાર કોણ છે? બ–તું તે છે તેજ. ચ–તું શું તે તેજ તું. બ–તું તે અનીત તે છે તે જે નીત. ચ–અનીતથી નીત કેમ જણાય? બ–નીત છે માટે ચ–નીત સરવે ઠેકાણે છે કે એક ઠેકાણે. બ–સર્વ જગ્યાએ છે. ચ–સર્વ જગ્યાએ નીત છે ત્યારે અનીત કયાં રહ્યું? બ–નીતના અધ્યાસમાં. ચ–નીતને અધ્યાસ કહેશો તો શુદ્ધપણું ગયું? બ–જાય નહિ ને નીત્ય શુદ્ધ છે. ચ–અશુદ્ધ થાય કેમ? બ–થયું નથી ને થનાર નથી એતો એક માણસને ઓળખવા માટે

બીજુ જુઠુ માલુમ બતાવવું પડે તે શુદ્ધ અશુદ્ધ એતો વહેવારમાં કલ્પ્યું છે પરમારથ જોતાં તો કાંઇ નથી વહેવારમાં કહેવાય નહી માટે અધ્યાસ કલ્પેલો છે તે અનાદી છે માટે શુદ્ધ છે શુદ્ધ તે વાકય જુઠુ હોય નહી સમરણથી શુદ્ધ થાય છે તે સત્ય જોતાં આકાશ જ્ઞાનરૂપ તત્વ છે તે શિવાય બીજુ કાંઇ નથી હોય તો બતાવો ને તત્વને જડ માને છે તે આપની ભુલ છે મુળ તત્વ માયા છે તેને શાસ્ત્રમાં જડ કહ્યા છે ને તેથી મહાતત્વ માયાના જાણે છે તે મહાસુક છે. બ–બધી ચીજ શાની બની છે? ચ–બધી ચીજ શાને માનો છો? બ–દ્રષ્ટામાં આવે તેને. ચ–એતો માટી છે. બ–માટી શેમાંથી થઇ? ચ–પાણીના જમાવથી. પાણી શાનું બન્યું? ચ–અગ્નીની ઝાકળનું. બ–અગ્ની શાનો બન્યો? ચ–વાયાના ઘસારાથી. બ–વાયુ શાથી બન્યો? ચ–હરેક વસ્તુ પોલી હોય તેના અંદર પોલાણમાં પવન હોયજ માટે એ પોલાણના આકાશમાંથી બન્યો. બ–આકાશ શાથી બન્યું? ચ–અવિદ્યાથી બન્યું. ચ–ત્રીપુટી તે શું? બ–ત્રણ દેહ, ત્રણ અવસ્થા ને ત્રણ અભીમાની. ચ–ત્રણ દેહોના નામ શું? બ–પહેલી સ્થુલદેહ, બીજી સૂક્ષ્મ, ત્રીજી કારણદેહ. ચ–ત્રણ દેહો તો કહી પણ શાસ્ત્રમાં ચોથી દેહ કહી છે તે કઇ? બ–મહાકારણ દેહ સુનકાર છે તે તેની તુર્યા અવસ્થા, તું રહીત તુર્યા અવસ્થા.

વાત.

દેવગઢ ગામમાં લૂટારો બારવટીઓ રહેતો હતો તેને ચાર છોકરા હતા જ્યારે તે મરવા પડયો ત્યારે તેનો જીવ જાય નહી ત્યારે તેના મોટા છોકરાએ કહ્યું બાપા તમારો જીવ કેમ જતો નથી બાપે જવાબ આપ્યો કે શાસ્ત્ર ના સાભળો એવું જળ લ્યો તો મારો જીવ જાય તે પ્રમાણે પેહેલા દીકરાએ કર્યું એટલે તેનો બાપ તરત મરણ પામ્યો એક દિવસે તેનો દીકરો ચોરી કરવા જતો હતો રસ્તામાં પંડિત કથા વાંચતા હતા ત્યાંથી પેલો ચોર કાનમાં આંગળીઓ ઘાલીને નાઠો નાસતાં નાસતાં તેને કાને એવો સ્વર આવ્યો કે દેવને છાંયા ન હોય પછી એ ચોર ઘણી ચોરી કરીને માલ ઘેર લાવીને તુરત શરીરે અલમર મીઠું ચોળીને માંદો પઠયો પોતાના ઘરમાં દેવી હતી તેને કહેતા હતો કે જો આ માલ મને પચશે તો હું તારૂં પુજન કરીશ ત્યાર પછી માલ જનારના ઘરવાળા વાણીઆને ખબર પડી તે ઘાભરો ઘાભરો પડેલો એક વખત બધા શાહેરમાં ફરતો હતો ત્યારે તેની એક માયાવાળી ગુણકા હતી તેને તેણે કહ્યું કે મારો માલ ગયો છે તે પેલા ચોરને અનુમાને ઓળખતી હતી ત્યારે તે બોલી કે તમારો માલ હું આણી આપું પછી પેલી ગુણકાએ મહાકાળીનું રૂપ ધારણ કર્યું તે પાડા ઉપર સ્વાર થઇ છુટા કેશ મેલી કપાળમાં કંકુ ચોખા ચોડી એક હાથમાં ખપ્પર એક હા-

થમાં ત્રીશુળ લેઇને મહા ભયંકાર રૂપ ધારણ કરીને પોતે રવીવારને દિવસે રાતના બાર વાગે પેલા ચોરના ઘેર ગઇ તે ત્યાં જઇને બોલી કે હું આજ તને પરસન થઇછું ને તું ઘણો માલ લાવ્યો છું તેં મારી માનતા રાખીતી માટે હું આજ તને હાજર થઇછું પેલા ચોરે જોયું તો છાયા દીઠી ત્યારે કહ્યું કે માતા ન હોય એમ ધારીને પેલો માલ સાબેત ન થવા માટે બોલ્યો કે હું તો કાંઇ ચોરી કરી લાવ્યો નથી માટે તમે અહીંથી પધારો. એ વાતનો અર્થ દેવગઢ ગામને ઠેકાણે દેહ ને લોભને ઠેકાણે બાહારવટીઓ, ચાર છોકરાને ઠેકાણે કામ,ક્રોધ,મોહ ને મદ,જળ આપ્યાને ઠેકાણે અવિદ્યા, ને પંડિતને ઠેકાણે પ્રાણાયમ ને કથાને ઠેકાણે સોહંમ દેવને છાયા નહી તે ઠેકાણે ચૈતન્ય દેવ આવરણ છાયા કાનમાં આંગળીઓ ઘાલીને નાઠાને ઠેકાણે સંસાર વહેવારમાં ભટકવું માલવાળા શેઠને ઠેકાણે જીવ માલને ઠેકાણે આત્મધન ઘભરાયો ઘભરાયો શહેરમાં ફરયો તેને ઠેકાણે સંકલ્પ વિકલ્પ ગુણકાને ઠેકાણે માયા ને કામરૂપી ચોર અવિદ્યારૂપી બોધ કરતી હતી પણ સત્ય સાસ્ત્રમાં દેવ ને છાયા ન હોય તેહું વાચક તેના સાંભળામાં આવ્યું તે ઉપરથી પોતે માલ સાબેત ન કરયો. આનો અર્થ બીજો. એક વાર સાસ્ત્રની વાત સાંભળવાથી એટલો એને ગુણ થયો કે માલ રહયો ને ચોર ના ઠરયો તો હમેશાન સતસાસ્ત્ર જે માણસ સાંભળે તેને તો કંઇ વાતની મણા ના રહે.

વાત

બે મહાપુરૂષો કાઠીયાવાડ જીલ્લામાંથી આવતા હતા ત્યાં વચમાં એક ગામ આવ્યું ત્યાં સાંજ પડી તે ગામમાં એક વૈરાગીનું મંદિર હતું ત્યાં જઇને ઉતર્યા બંને જણા એ ખાઈ પીને સતશાસ્ત્ર વેદાંતનો વિચાર કરતા હતા તેમાં એવું પ્રશ્ન આવ્યું કે રજ્જુમાં સરપ મીથ્યા ભાસે છે તેમ આ તત્વમાં જગત કલ્પીત દીસે છે એવા દૃષ્ટાંતથી પોતાનું આત્માતત્વનું શોધન કરતા હતા ત્યારબાદ વહાણું વહાયું ત્યારે પેલા વૈરાગીએ રાતની વાત બધી સાંભળી હતી તે બોલી ઉઠયો કે આખી રાત ગરબડ લગાઇ પણ કુચ્છ નરસંગકા ઓર રામકા નામ તો લીઆય નહી કયા મહાત્મા બનકર બેઠાહો પેલા મહાત્મા પુરૂષે વિચાર કર્યો કે આ બીચારા પામર જીવ છે પણ આપડી વાતની એમને કાંઇ ગમ પડી નહી માટે ચેતવણી આપવી ખરી. તેજ દહાડે તે ગામમાં ભંડારો થયો હતો બધા વૈરાગીને તેના મહાનત સર્વે જમવાને જતા હતા, તે પેલા મહાત્માને કહેતા ગયા કે એ મંદીરમે સાચવણા પાછી પેલા મહાત્માપુરૂષે વિચાર કર્યો ને ઠાકોરજીને આઘા પાછા કરી નાખ્યા ને વચમાં નરસંગની મુરતી હતી તો હાથમાં એક છરો આપ્યો ને પોતે વેગળા જઇને બેઠા. સંધ્યા કાળ થઇ તે વખતે આરતીની વેળાએ વૈરાગી જમીને આવ્યા.

આરતી ઉતારવા જાય છે ત્યારે મંદીરમાં તો ગરબડ સરબડ દીઠી ત્યારે મહા પુરૂષકુ પુછ્યું મહારાજ ઇંદર કો ઇ આયાતા ત્યારે મહા પુરૂપ બોલ્યા નહિ ભાઇ કોઇ નહિ આયાતા પણ અંદર જુદ્ધ હોતાતા ત્યારે પેલા વૈરાગી બો લ્યા કે કુચ્છ ધાતુકી મુરતિ તો જુદ્ધ કર સકતી હે? ત્યારે મહાપુરૂષ બોલ્યા રજયુકા સરપ કુચ્છ કાટના હે, જેસા જ ગત જુડા હે એસા તુમકી જુદા હે મુમુક્ષને પામરનો ઝગરો.

## વાત

એક બ્રમહીત મહાત્મા હતા તેમનો શિષ્ય રોજ શેવા કરતો હતો તેને એક દહાડો એક હીરો આલ્યો કહું કે જા બજારમાંથી એની શેર ભાજી લાવ ત્યારે કાછીઆએ કહ્યું કે આ તો એક પથરો છે તેની તો શેર ના આપુ અછેર આપુ ત્યારે પેલો શિષ્ય પાછો આવ્યો બીજે દહાડે તેજ હીરો લેઇને મોદીને ત્યાં મોકલ્યો ને કહ્યું કે તેનું પાકું શીધું દસ માણસોનું લાવ તે મોદીએ પેલો હીરો હાથમાં લેઇને વિચાર કર્યો કે પથરો તો સારો ચળકતો છે આપણા છો કરાને રમવા લાયક એવું જાણીને પાંચ માણસનુ સીધું આ પવાને કબુલ થયો પેલા શિષ્યે ના કહી ને પાછો ગુરૂ પાસે ગયો તેજ હીરો ત્રીજે દહાડે લેઇને નાણાવટીને ત્યાં મોક લ્યો તેને કહ્યું કે આ હીરાને વટાવીને પાંચ હજાર રૂપી

આ લાવ્ય ત્યારે પેલા નાણાવટીએ વિચાર કરીને કહ્યું કે ત્રણ હજારની કિંમતનો છે તે ત્રણ હજાર રૂપીઆ ના લેઇને પાછો આવ્યો ચોથે દહાડે તેજ હીરો લેઇને ઝવેરીને ત્યાં મોકલ્યો તેને કહ્યું કે એક લાખ રૂપીઆ લાવ્ય તે ઝવેરીએ લેઇને લાખને ઠેકાણે બે લાખ રૂપીઆ આપવા માંડયા આ દ્રષ્ટાંતનો સિદ્ધાંત કાઢીઆને ઠેકાણે પામર કારણ કે સોહંમરૂપી હીરાની પરીક્ષા ન પડી ને એક દેશી ભગવાન માનીને આંધળાની પેઠે લાકડી ઝાલીને ભમે છે ને સત્ય વિચાર કરતો નથી તે પામર. નેરતીને ઠેકાણે વિષઇ તે પોતાના વિષે સારા ભોગ ભોગવવાને માટે કંઇક ઇશ્વર છે એવી રીતે ઉપાસના કરીને ખોટી વાસના ધારીને વિષય ભોગમાં ફરતો ફરે છે તેનું નામ વિષય. નાણાવટીને ઠેકાણે મુમુક્ષ, મુમુક્ષ પદ ધારણ કરીને પોતે એવી ઇચ્છા રાખે છે કે મને કયારે પરમાત્માની પ્રાપ્તી થાય ને મારૂ શુદ્ધ સ્વરૂપ ઓળખીને કયારે હું મુક્ત થાઉં તેનું નામ મુમુક્ષ. મુકતને ઠેકાણે ઝવેરી તે પોતાના તત્વ સરૂપને ઓળખીને આત્મા રૂપી હીરો અમુલ્ય છે તેમ ધારીને તેણે બે લાખ રૂપીઆ આપવા માડયા એનું નામ મુક્ત. આ પેલા બ્રમવેત્તા ગુરૂએ શિષ્યનું પામરપણું વિષયપણું છોડાવવાને માટે એનોએ હીરો લેઇને ચારે ઠેકાણે મોકલ્યો.

---

## સાસુ વહુની વાત.

સાસુ ને વહુ બે રોજ પોતાના ઘરના ચોકમાં બેશીને રેટીઓ કાંતતાં હતાં વહુ સાસુને સમજાવે છે બાઈ આપણા શરીરમાં જે વસ્તુ જોવી હોય તેના દરસન થાયછે જો આંખ્યો મીચીને એકચિતે શંકરનું ધ્યાન ધરીએતો શંકરની મુરતિ દેખીએ જેમ દેવની મુરતિ ધ્યાનમાં લેઈએ તો તે આપણા આગળ નજરે દેખાય કારણ કે સર્વ દેવ આપણા સરીરમાં છે તેમ પેલી સાસુ રોજ અભ્યાસ કરતાં તે પ્રમાણે તે હમેશ દરશન કર્યા કરે છે તેની એકાગ્રહ વરતી થઇ ને મોક્ષ પામી સોબત તેવી અસર એ વાત સાચી છે.

## વાત.

સમાગમ કરતાં સામો માણસ તપે એટલે રહેવા દેવું વિચાર કરવો કે એમાં એટલું સોધન છે તેથી વધારે નથી માટે સામા માણસને નમસ્કાર કરવો ને ધીમો પાડવો તેની વાતને પુષ્ટી આપવી ને વિચાર કરીને તેની સમજણમાં ઉતરે એવા દ્રષ્ટાંત દેઇને આત્માનું જ્ઞાન જથારથને બતાવવું તે શાણા માણસના લક્ષણ છે તે જ્ઞાની પુરૂષ પણ કહે છે.

## વાત.

એક નગરશેઠને ચાર છોકરા હતાં જ્યારે તે શેઠણી વૃ-

દ્ધા અવસ્થા થઇ ત્યારે તેની પાસે પઇસા બહુ હતા તે ચારે છોકરાને સરખા ભાગે વહેંચી આપ્યા ને એટેકી ઇમારત પણ સોંપી ત્યારે એક વિલાયતી બલાડી તે શેઠની હતી તે વહેંચવી ફાવે નહી ત્યારે એ બીલાડીના ચારે પગ છોકરાના નામ ઉપર ધારણ કર્યા ને કહ્યું કે એકેકો પગ તમે લેઇને રમાડજો એમ કરતાં એક દીવસે તે બિલાડી ખીસકોલી પકડવા જતાં પડી તેથી તેનો ટાંટીઓ ભાગ્યો તે ટાંટીઓ પેલા કામ છોકરાનો હતો તેને ઘીનો પાટો બાંધ્યો પછી તે બીલાડી રમતાં રમતાં બીજા ભાઇના ઘરમાં ગઇ તેના ચુલામાં દેવતા નહોતો પણ ઉની રાખની ચનગારીઓ હતી તે બીલાડી તેના ચુલામાં બેઠી પછી તે પેલી ચનગારીને લીધે ઘીનું ચાંથરૂ સળગ્યું તેથી તે ભડકીને નાસવા મંડી જે ઘરમાં લુગડાં હતાં તે ઘરમાં લુગડાં સળગ્યાં એટલે બધુ ઘર સળગ્યું. પછી તેનો તપાસ કરતાં માલુમ પડયું કે પેલી બીલાડીથી આ ઘર બધું સળગ્યું છે પછી પેલા ત્રણે ભાઇઓએ નુકશાનીનો દાવો કર્યો તેથી કરીને પેલા ચોથા ભાઇએ જુવાબ આપ્યો કે મારો ટાંટીઓ તો ભાગી ગએલો હતો પણ તમારા ત્રણ સાજા ટાંટીઆએ કરીને તે ઘર સળગ્યું. આ દ્રષ્ટાંત તર્કનું છે તેનું સિદ્ધાંત—પેલા શેઠને ઠેકાણે જીવ છે ને ચાર છોકરાને ઠેકાણે વિવેક, વઇરાગ્ય, કર્મ, ષ

મે. પેલા વિવેકવાળાને સત્ય અસત્યના વિચારવાળી ઇમારત આપી. પેલા વઇરાગ્યવાળાને ઉપરામ ઇમારત સોંપી. પેલા કર્મવાળાને ઉપસના ઇમારત સોંપી. ને ધર્મ છોકરાને પુન્ય રૂપી ઇમારત સોંપી ને પેલા ધન્યને ઠેકાણે સતવિચાર સોંપ્યું. બીલાડીને ઠેકાણે માયા છે ને ખીસકોલીને ઠેકાણે વિષય ખરજ છે. ટાટીઓ ભાગ્યાને ઠેકાણે અવિદ્યા છે. પાટો બાંધ્યાને ઠેકાણે બંધ છે પેલા વિવેકીના ચુલામાં જ્ઞાનરૂપી અગ્નીને લીધે અવિદ્યા રૂપી પાટો સળગ્યો ને દેહરૂપી ઇમારત બળી ગઇ ત્યારે પેલા ત્રણ છોકરા કહેછે કે વિચાર વઇરાગ્ય કરવાનું અમારૂ સ્થાન હતું તે નાશ પામ્યું ત્યારે પેલો કર્મ છોકરો કહે છે કે તમે વિચાર વઇરાગ્ય, જ્ઞાનરૂપી અગ્ની પ્રગટ કરીને તમેજ નાશ કર્યો

વાત.

એક વાણીઓ શીવની ઉપાસના કરતો હતો તેની સ્રી વિષ્નુની ઉપાસના કરતી હતી. બંનેને બંને દેવ પરસન થયા ત્યારે તેમને કીધું કે વરદાન માગો ત્યારે પેલા વાણીઆએ કીધું કે મારૂં જન્મ મરણ ટળે ત્યારે શીવે કીધું તથા અસ્તુ તે શિવનું વાયક નિષ્ફળ થાય નહી પછી પેલી તેની સ્રી વીષ્નુનું પુજન કરતી હતી તેથી તેને વિષ્નુએ પ્રસન થઇને કહ્યુ કે વરદાન માગ્ય ત્યારે પેલી સ્રી કહે છે જનમોજનમ મારે આ પતિ જોઇએ ત્યારે વિષ્નુએ તથા અસ્તુ કહ્યું તે વિષ્નુ વાયક નિષ્ફળ જાય નહી

ત્યારે એનુ કરવું કેમ બને. બંને દેવના વરદાન નિશ્ફળ જાય નહી ને એનાએ આ પુરૂષના વાયક સિદ્ધ થાય આનો અર્થ કોઇ મહાજ્ઞાનાં કરી સકશે.

## કુંડળીયા.

૧ ગુરૂ કીરપા કરે શીશ પર, અતીસે કરી દે નાલ;
અગત ચીતમાં ના ફરે, ધરે સાહંગની ઢાલ;
ધરે સોહંગની ઢાળ, રહે નહી તસના અનમે;
સદાકાળ એક રસ, તવ જ્ઞાન સમજે તનમે,
કહત ચકલરામ, જ્ઞાની જન સમજે પુરૂ;
ચેતના હોય તો ચેત, મનને કરી લે તુ ગુરૂ.

૨ કથા પુરાણુ સમજી કરી, ભુલો આપ મન ઠામ;
આતમ અનુસંધાન હે, દીલમે રહે આરામ;
દીલમે રહે આરામ, ત્યાર પછી પુરે નહી શંકા;
ચીદરૂપ બ્રહ્મ અનુપ, રાત દીને વાગે ડંકા;
કહેત ચકલરામ, છોડ નીંધાની તથા;
જ્ઞાન સરૂપ તુ દ્રષ્ટ, આરોપમે પુરાણુ કથા.

૩ જેસી લીલા તેં રચી, અસંક અતોળ અમાપ;
રચ કર આપ દેખણુ લગે, ભુલ ગયો ફીર આપ;
ભુલ ગયો ફીર આપ, જુઠાંને સાચુ જાણી;
સાચાને માનુ-જુઠ, ઠુઠાનો ચોર જમાની,

કહેત ચકલરામ, સમજકર ના રહે બેશી;
કરો સરૂપનુ ધ્યાન, અવસ્થા પોસે જેસી.

૪ આનંદ કોસ અનાદી છે, તેનુ કારણ જાણે;
મનબુદ્ધી ઇંદરી પારકો, સુક્ષ્મ લીંગ પરમાણે;
સુક્ષ્મ લીંગ પરમાણે, અસ્થુલની મમતા છોડી;
જ્ઞાન તત્ત્વ પરતક્ષ, મુવા કેડે નહી આવે કોડી;
કહત ચકલરામ, ના કર અંતરમાં સોસ;
જ્ઞાન વીજ્ઞાન પામે પુરૂ, તબ પામે આનંદ કોસ.

૫ દેખ દેખ ગુરૂ ગુણુકે, મનમે કુપની સાંતી;
સમાગમ સબસે બડા, કીંચીત ના રહે ભ્રાંતી;
કીંચીત ના રહે ભ્રાંતી, ગયા દેહકા સબ સંદેહ;
કોન સંગ કરૂ હુ વેર, કોનને કરૂ હું સનેહ;
કહેત ચકલરામ, અજ્ઞાન ના રહે રેખ;
જયાં જોઉં ત્યાં તુજ હે, જથારથ મન દેખ.

૬ જનમ થયો ભુલી ગયો, મુળ સરૂપ તું આપ;
કુળ જાતી અધ્યાસમાં, મીથ્યા કર્યા માબાપ;
મીથ્યા કર્યા માબાપ, જાંખરૂ મીથ્યા બાજયું;
વીષઇ કાંટા અપાર, દુખ પડે ત્યાં જાજુ.
કહેત ચકલરામ, માયાપુર જાય વહયો;
જગકરતા જાણ્યા નહી, તબ મીથ્યા જનમ થયો.

૭ જ્ઞાન ચીજ દુલભ છે, ગુરૂ કીરપાસે જાણુ;

પાછળસે પસ્તાયગા, જયમ નહી રાખે માન;
જમ નહી રાખે માન, ભાનહીન ભમરા ભમતા;
કુવાસના છોડ તું છોડ મેલ મનની તું મમતા;
કહેતા ચકલરામ, કર સત તત્વકા ધ્યાન;
મરણુ જનમકા ભય ટળે, સમજે સાચુ જ્ઞાન.

૮ ગુરૂએ જ્ઞાન સમજાવીયું, ભેદ અભેદની વાત;
ચીદાગન એક રૂપ છે, બીબા વિનાની ભાત;
બીબા વિનાની ભાત, નામરૂપ માયા ભાઈ;
હરતી ભાતી સરૂપ, તત્વરૂપ સજ્ને જાઈ;
કહત ચકલરામ, ધ્યાન ધરી લે તુ પુરૂ;
સુરતા સરૂપ તુ જાણુ, જ્ઞાન સમજાવે ગુરૂ.

૯ પરીબ્રમ ગુરૂદેવ છો, ચીદાગન અવીનાશ;
તાંકુ હું પ્રણામ કરૂં, તત્વ સરૂપ પ્રકાસે;
તત્વ સરૂપ પરકાશ, સમજકર કરી લે ધ્યાના;
અમુલખ અવસર જાય, હીરા હરી લાલ એ પાના;
કહેત ચકલરામ, વીધીકા છુટે કરમ;
જ્ઞાન સરૂપ દરશાય, વ્યાપક છે પરીબ્રમ;

૧૦ જગત જગત સઉકો કરે, કોણ એસાહે રૂપ;
વાચારથમાં સબ કહે, બીચ ના દેખે અરૂપ;
બીચ ના દેખે અરૂપ, સરૂપ કોઇ વીરલા પાવે;
સદા સીંગ અનીત, મીથ્યા માતકુ થાવે;

થ્યા આરોપ કર્યો છે. ચ—ત્યારે એ કેવો હશે. બ—આપ ણાથી ના દેખાય એવો ચ—ના દેખાય એવો તો ભજીએ કોને ને કલ્યાણ કેમ થાય? બ—કલ્યાણ તત્વ જાણ્યાથી થાય છે. ચ—તત્વ તે શું? બ—તું દેખનારો દેખે છે તે. ચ—તે કયાં છે? બ—જ્યાંછે ત્યાંનો ત્યાં. ચ—તે કેવો હશે? બ—ના દેખાય તેવો. ચ—ના દેખાય એ તે શું? તમારા ને મારા વચમાં છે તેવા તે શું? બ—કાંઇ નથી તે. ચ—કાંઇ નથી તે કેમ સમજાય? બ—સમજ અચળ તત્વ આકાશ જ્ઞાન રૂપ છે તે સર્વનો આધાર ભુત છે તે ઉપર કાંઇ નથી હોયતો બતાવો. હું તો જેને દેખુંછું તેને માનુંછું તે વિના માનતો નથી. સર્વથી મોટા, સર્વનો સમાવેસ કરનાર, મોટામાં મોટા તેવો મને અનુભવ થાય. તે મારી ભુલ હોયતો તમે બતાવો, હું જીજ્ઞાસાપણાને ધારણ કરૂંછુ. ને હું આતુરતાથી કહુંછું કે સત્ય વસ્તું હોય તે તો પ્રગટ દેખાય. સમજો ધ્યાન ધરીને વિચાર કરોતો ગોવિંદ વિના કાંઇ નથી. ભજન એનું નામ છે. ચ—હું નથી ને તું નથી. તુંજ છે? એવોં વિચાર કરવો તેનું નામ ભક્તી છે. મારા વીરાઓ બોલો જગદેવહરી. નથી દૂરનિકટ જોયું સર્વ ફરી. જો ભાઇ મારી ધ્યાનમાં આવી તેવી વાત લખી છે. જો ધ્યાનમાં આવે તો માનજો. નહી તો ચુપ રહેજો. પણ જેવી તેવી પણ જ્ઞાનની વાત કરીછે. કાંઇ બીજી કુથલી કરી નથી. ચ—ધર્મ તે

શું ? બ—ચાર પ્રકારની નીતિ વર્તવી તેનું નામ ધર્મ છે અ-ને વળી આપણાથી કોઇ માણસને દુખ ન થાય તેનું નામ અસલ ધર્મ છે બીજા કીરતી ધર્મ છે.

છપ્પો.

ચતુર નર તુમ ચેત તે, હામ હથીઆર ધરજે,
કલંક માયાનું કાપ્ય, ઉમંગથી નીરભય ફરજે,
લક્ષ કરો વેપાર, શાબાશ જગમાં કહેવાશો,
રામ નાણું લે રોક, વીવેકી હતે ધાશો,
મળશે કવીનું નામ તે, આદ્ય અક્ષર પાંચ છે,
મધ્યે ત્રણ પીતા તણા, ગુણવાન નર તે જાણશે.

દોહરો.

પ્રેમ પ્રીચે મોહન તમો, નમુ તુજને હું અપાર,
મહારાજાના રાજ છો, ચકલ શીષ્ય તુજ બાળ,
કારણ રૂપમાં એક છીએ, કાર્યથી બે જણાય,
તુમ જીવન મુક્ત પુરૂષના, દરસનથી સુખ થાય,
જેમ વીષયી પુરૂષ, નારી સન્મુખ ચીત થાય,
તેમ ચકલની વૃત્તી ચહાતહે, મોહન મન મળવા ધાય,
પણ વહેવારના આવરણ વીશે, ઉપાધીમાં છું આપ,
ગુરૂ મીથ્યામાં મીથ્યા કરૂ, તેનો નહી સંતાપ.

---

## પદ એકતારાના રાગનું.

સરસ્વતી માતાને પ્રણામ કરત હું,
શુધ બુધ સ્વામીને પ્રણામ કરત હું,
જેસાકામ તેસા રૂપ, મે તો અમરસ્વરૂપ મેરે નહી મરનાહે ૧
સોમર જાવેવાકુ ગુરૂગમ ન પડીઆહે,
બાલક હોકર ઉંવા ઉંવા કરતા હું.
માતા હોકર હાલોહાલ ગાતાહું. જેસાકામ તેસારૂપ મેંતો ૨
કડીઆ હોકર ઘર સબ કરતાહું,
કાટરૂપ હોકર ઘરરૂપ બનતાહું. જેસાકામ તેસારૂપ મેંતો ૩
ન્યાયાધીશ હોકર ન્યાય સબ કરતાહું,
અમલ ાર હોકર અમલચલાવતાહું. જેસાકામ તેસારૂપ મેંતો ૪
વિદ્વાન હોકર વેદ સબ ભણુતાહું,
ગુરૂરૂપ હોકર બોધ સબ કરતાહું. જેસાકામ તેસારૂપ મેંતો ૫
દયાસીંગ પ્રતાપ ચકલરામ બોલ્યાહે,
જ્ઞાનરૂપ પાયાતો મેરે નહીમરનાહે. જેસાકામ તેસારૂપ મેંતો ૬

### દોહરો.

નાનક ગુરૂ પ્રતાપસે, ગયું અવીદ્યા કષ્ટ,
પ્રત્તક્ષ દરસ્યા નેણુ તે, જોઇ થયો મસ્ત,

### ત્રીભંગી.

મેં મસ્ત સીપાયા ફરૂ એકાઆ, મધ નીશા અબીલામાં,

સોહં સોહં અવાજ પોકાર્યા, જાગ્રત કીયા સબ દુનીયામાં,
ગુરૂનામકા પટા પેહેર્યા, વિજ્ઞાન બખતર તન આયા,
તન મન તરવાર આપ પકડયા, ચાર ચોરકુ માર્યા રણમાં.

દોહરો.

કામ કરોધ લોભ ચોર તે, ચકલની મીથ્યા વાણ,
અનુભવ વહાણું ઉગીયું, જ્ઞાન સુર્ય ન જાણ.
દયાસીંગ પ્રતાપથી પામ્યો, તત્વતણુ તે જ્ઞાન,
મોહનસંત રજ ચરણમાં ચકલને ગાવાનું ધ્યાન.

---

ઓખાહરણમાંચીત્રલેખાઅનીરૂદ્ધને,લાવીનેસ્વપ્ના પ્રમાણેબોલ્યાં,
કે ન હોય મારી દ્વારકાં, ન હોય મારા વાડીરે.

કેઇ ભામાએ મુજને ભોળવ્યોરે. એ રાગ.

તત્વમાં તત્વ એક તાર, જુઓ અસીપદ નીરધાર,
લક્ષણા જોતાં તો જક્ત નથી ખરૂંરે. તત્વમાં તત્વનો ૧
આ સ્થુલ દેહનો છે ઘાટ, પચીસ પ્રકૃતીનો ઠાઠરે;
દેહનાની તત્વ જોતાં, ચકલ નથી ખરોરે. તત્વમાં તત્વનો ૨
માયાની સત્તા બેય, વેહેવાર પ્રતીભાષક તેહરે;
ચઇતન્યની સત્તા પરમારથ જાણજોરે. તત્વમાં તત્વનો ૩
છીપમાં રૂપુ ગત્ય, નામરૂપ છે અસત્યરે;
છીપને ઠેકાણે ચીદાઆકાશ જાણજોરે. તત્વમાં તત્વનો ૪
જ્ઞાન તત્વ આકાશમાં આ જક્ત આરોપરે,
સદગુરૂની સાને લક્ષણા ધારજોરે. • તત્વમાં તત્વનો ૫

તો જીવન મુક્તાનું સુખ તત્વ જોતાં આવે ભુપરે;
શબ્દ જાળની માંહે, સુખ નથી ખરૂંરે. તત્વમાં તત્વનો ૬
જે પળે જે થાય તેનું નામ કર્મ ગણાયરે;
થયા પછી નીમીત સઉ જાણુતારે. તત્વમાં તત્વનો ૭
જાગ્રત સ્વપ્નને તુ જાણુ સાક્ષીરૂપ તે મનાયરે;
ઉપાદાનને નીમીત તત્ર બ્રહ્મ દીસેરે. તત્વમાં તત્વનો ૮
ચીદાઆકાશ મહારૂ રૂપ, ચકલ મીથ્યા દીસે સ્વરૂપરે;
વાહ ગુરૂકા ખ્યાલ શા, મુખે બોલજોરે. તત્વમાં તત્વનો. ૯

દોહરો.

નઇણે નીરખ્યા નાથને, જુઓ સ્વરૂપ અપાર;
દર્પણ રૂપ દેહ વીશે, તત્વ તણો થયો પ્રકાશ.

સાખી.

છે તેને જોતો નથી, નથી તેને ધાય છે;
સાર અસાર સમજ્યા વીના, તેતો મરી જાય છે.

કુંડળીઓ.

જ્ઞાન ખડગ કર ઝાલકે, શબ્દ ઝાળકું કાટ;
ચઇતન્ય મેદાન દેખ કર, તુર્યાકુ તું પાત.
તુર્યાકુ તુ પાત, સાર સદગુરૂકો પાયો;
બ્રહ્મ જગત દરશાય, સ્થુલ વર્ઇરાટ સમાયો.
ચકલ નહી તત્વ દીસે, કર સ્વરૂપમે ધ્યાન;
હું નહી તું નહી તે નહી, તે પાયો વિજ્ઞાન.

## હોરી.

માયા મીથ્યા ફાગ રચ્યોહે, રચ્યોહે માયા મીથ્યા ફાગરચ્યોહે ટેક
અધ્યારૂપમે આપ ખડીહે, અપવાદમે જાય તું નાશી;
નહી પરણીને નહીરે કુંવારી, સઉ જગત રહ્યું છે ત્રાશી;
બ્રહ્મવેત્તાની થઇ છે દાશી. માયા મીથ્યા. ૧
બ્રહ્મ કુંવારી ભરપુર ખેલે, અનુભવની આંખ મારી;
વેદ સીદ્ધાંતસે સાડી ભીજાઇ;
મોહ માયા બેઠીછેહારી, નીરવૃતી લપટરહી પ્યારી માયામીથ્યા ૨
સોહં સોહંકી શરણાઇ બજતહે, મનનકી મ્રદંગ બજાઇ,
નીધ્યાસનકી નોબત બજાદે, બ્રમજ્ઞાને ભેર પાઇ;
સીદ્ધાંત કેસુડા છંટાઇ. માયા મીથ્યા. ૩
જીજ્ઞાસાતો ઝાંઝ બજાવત, સમતાતો થેઇ થેઇ પાઇ;
માયાકો ખેલ મીથ્યા દેખકર, જ્ઞાનમે વ્રત્તી સમાઇ;
સત ચીત આપે જણાઇ. માયા મીથ્યા. ૪
રાસ સ્વરૂપ તો જગત સબ દીસે, દ્રષ્ટા બીચહે ખેલાડી;
શુભ અશુભ ફળતો દેતહે, સુપ્નાકા ખેલ જગાડી;
ચકલ ભય નાંખ્યો ખાંડી. માયા મીથ્યા. ૫

## દેહરૂપ દેવળની ઉપાસના તથા પુજા.

ચાર વેદના માહા વાયક વિચારયામાં જેની બુદ્ધિ સમ રથ નથી, તેને માટે આ દેહરૂપી દેવાળમાં જ્ઞાન ચઇતન્ય દેવની લય ચઇતન્ય રૂપ ધ્યાન અને પુજા કરે, અને જ્ઞાન

ને ધ્યાનમાં એટલો તફાવત છે કે પરમાણુ ને પરમેહની આધીન છે તે વિધિ પુરૂષની ઇચ્છાને આધિન છે માટે હઠજોગ કહીએ છીએ. વિષ્ણુ, શિવ, શક્તિ, અને ગણેશ એ પાંચે દેવની ઉપાસના વેદમાં કહી છે તે ઉત્તમ ફળને પ્રપ્ત થાય છે. શાસ્ત્ર પ્રમાણે વિષ્ણુનું ચતરૂભુજ રૂપ, શંખ, ચક્ર, ગદા, પદ્મ, એ સંકલ્પ રૂપ ધારીને ધ્યાન તથા પૂજા કરે છે તે વિષ્ણું પ્રતક્ષ તો છે. નહિતો શાસ્ત્રને આધારે શંખ ચક્રાદિક વિષ્ણુએ ધાર્યાં છે એવા વિષ્ણુ ભગવાનની ઉપાસના કરે છે તેમ આ દેહરૂપી દેવળમાં જ્ઞાન ચઇતન્ય મંગળ મુરતીનું અહંગ્રહ ધ્યાન છે. તે સર્વ સ્વરૂપ જાણી આપણાથી અભેદ અહંગ્રહ ધ્યાન કરે તો પુરૂષને અપ્રોક્ષ જ્ઞાન થાય. પણ વેદની આજ્ઞારૂપી વિધિનો વિસ્તારથી હઠ રૂપ ધ્યાનમાંહી ભ્રમ છું. આવી રીતે જ્ઞાન ચઇતન્ય દેવની પૂજા કરે તો તરત જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને તે જ્ઞાન દેવ મોક્ષની પ્રાપ્તી આપે છે પ્રણુવરૂપ ઉપાસના જ્ઞાન ચઈતન્ય ઓંકાર દેવનું અહંગ્રહ ધ્યાન ઘણા ઉપનિષદોમાં શરૂતી સમૃતીમાં કહ્યા છે. પ્રણુવ અક્ષર બ્રમરૂપ. આ પ્રમાણે લય ચઇતન્ય ધ્યાન કરે તો નિજ મતિની ભ્રમણા પુરણ થાય. આ શિવાય બીજું એકે ધ્યાન નથી. આધ્યાનનું કરવાનું કારણ એ છે કે સંક્ષેપરૂપી કરણના સ્વરૂપ દેવતો દેહરૂપી દેવળમાં બતાવ્યા છે. માટે તેની પ્રણુવ ઉપાસના

તથા ધ્યાન કરે તો જ્ઞાન ચઇતન્ય દેવમંગળ મુરતી તેને મોક્ષ આપે છે. આ દેહરૂપી દેવળના દેવતાનું ધ્યાન બતાવ્યું છે તેની માનસીરૂપ પુજા કરવી. શા માટે કે જેની બુદ્ધિ ગ્રંથ ભણુવામાં સમરથ નથી તેને માટે પ્રણુવ ઉપાસના દેહરૂપી દેવળમાં ચઇતન્ય દેવની પુજા કરે તો એ બ્રમરૂપમાં બ્રમરૂપની સ્થીતિ થાય કેમકે બહુ કાળે મળ અને વિક્ષેપને આવ્રણુના બંધ તુટે. અંતઃકરણુ શુદ્ધ થાય કેમકે સર્વ દેવ કરતા દેહરૂપી દેવળમાં ચઇતન્ય દેવ તત્ત્વ બતાવ્યા છે તેની પુજા કરતાં આ પ્રકૃતિઓના નામ ઉચ્ચારણુ કરતાં જાય છે દેહનો ને આત્માનો ભાગ જુદો સમજાય. તે પ્રમાણે ઘણા દહાડા પુજા કરવાથી આત્મ તત્વ અપ્રોક્ષ દરશન થાય છે. બીજા કલ્પીત દેવ કરતાં આતો પ્રતક્ષ દેખવામાં આવેછે કે દેહમાં આત્મ તત્ત્વ છે, તે પ્રમાણે દેહરૂપી દેવળમાં તત્વ બતાવ્યા છે. માટે સરવે જાતિની વિધીનો વિસ્તાર બતાવ્યો છે. તે વિધિ કરતાં દેહરૂપી દેવળમાં જે વિધિ બતાવી છે તે પ્રમાણે ફળને પ્રાપ્ત કરે છે. વળી રામ કૃશ્નાદિક દેવતા તથા શિવ શક્તિનું આદિણે સમરણુ કરીએ છીએ. પણુ તે દેવતા તત્વજ્ઞાન સમજીને મોક્ષ પામ્યા છે. રામના ગુરૂ વશિષ્ઠ કૃષ્ણુના ગુરૂ ગર્ગાચાર્ય તેઓએ તત્વજ્ઞાન સમજાવીને નિરગુણુ બ્રમતત્વ સમજીને સુખીયા થયાછે. માટે સર્વ દેવની ઉપાસનાતો પરોક્ષછે. રણુછોડજી, દ્વારકાંનાથજી, શ્રીનાથજી, જગન્નાથજી, બદ્રી-

નાથજીએ સર્વ દેવની મુર્તિઓનું ધ્યાન કરે તે ખરૂં છે, પણ એતો પ્રતક્ષ બહીરંગ સાધન છે. પણ એને પ્રતિષ્ઠાથી ચઈતન્ય આરોપીએ છીએ, ને તેના ઉપર શ્રદ્ધા રાખીએ માટે તેના કરતાં દેહરૂપી દેવળમાં તો ચઇતન્ય, ઓંકાર દેવ છે તે પ્રતક્ષ સર્વના ઘટમાં જોયામાં આવે છે. માટે સાચેસાચી વાત કહુછું કે દેહરૂપી દેવળમાં ચઇતન્ય દેવની ઉપાસના કરે તો તત્કાળ જ્ઞાનબ્રમનું દરશન થાય માટે વેદોમાં કર્મ ઉપાસના કહી છે, તે વાત તો સાચી. પણ સર્વ પ્રકારના મતોમત ચાલે છે પણ કોઇ તીરથ બતાવે છે, કોઇ વ્રત બતાવે છે. યજ્ઞ, યાગ, અપવાસ બતાવે છે. એમ સર્વ પ્રકારના કર્મ બતાવ્યા છે તેતો ખરા છે. પણ આ દેહરૂપી દેવળની પુજા નિષ્કામથી કરે તો તરત અંતઃકરણ શુદ્ધ થાય છે. અને મળ ને વિક્ષેપ દોષ દૂર થાય છે. અને અંતરમાં અનુભવ ઉત્પન્ન થાથ છે. માટે ભાઇઓ વેદનું કહેવું તો ખરૂં છે પણ આપણે ઉલટુ સમજીને સકામ પુજા કરીએ છીએ. માટે આપણી બુદ્ધિ હંગભાવ રહે છે કેટલાક વિષ્ણુ મારગી દેખાદેખી ગાડરીયા પ્રવાહની પેઠે દોડાદોડી કરે છે પણ મનમાં કાંઈ વિચાર કરતા નથી માટે સ્મરણ, મનન ને નિધ્યાસનથી સુખ મળે છે. માટે સર્વ દેવતા મોટા છે. પણ આ દેહરૂપી દેવળની ઉપાસના તથા સેવા કરવી તો તત્વ નારાયણનું દરશન પ્રતક્ષ થાય છે. હવે શેવા ને દરશન કેવી રીતે કરવું તે સાંભળો. પ્ર-

થમ શુદ્ધ સંકલ્પરૂપી ગંગાજળ ચઢાવીને શુદ્ધ ચિત્તનું ચંદન ચઢાવવું. અને તેથી કલ્પીને દેવના સ્વરૂપનું અહંકાર અંતરમાં ધારવો, પછી પાંચ વિષયરૂપી પુલ ચઢાવવા, અને જ્ઞાન વિચારનો ઘંટ વગાડવો અને અનુભવની આરતી ઉતારવી ને સોહુંગ સોહુંગનો જાપ જપવો, ને ભ્રમણા ભાગીને રાજયભોગ ધરાવવો. અને વિદ્યારૂપી મનથી સુણ સજયા માનીને નિરભેરૂપી નિદ્રા કરાવવી. આવી રીતે જ્ઞાન ચૈતન્ય દેવની મુરતીનું ધ્યાન તથા પુજા દેહરૂપી દેવળમાં કરે તો પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે એવી રીતે માનસીક પુજા કરે તો મનવાંચ્છીત ફળ પ્રાપ્ત થાય છે અને આ સર્વ કર્મ કરવામાં સકામ બુદ્ધિ રાખવી નહિ. સકામ બુદ્ધિ બંધનનું કારણ છે.

પંજાબ દેશના માહાત્મા પુરૂષ દયાસીંગ અને દત્તાશીંગ નામના બે પુરૂષ આવ્યા હતા તે મહાત્મા હતા. નાનકના પંથના અને અકાળીના પંથમાં હતા તે આસ્તોડીએ દરવાજે મોચીની વાડીમાં ઉતર્યા હતા ત્યાં ઘણા વિદ્વાન શાસ્ત્રીઓ જ્ઞાની પુરૂષોની સભા ભરાતી હતી તે માહાત્મા વેદાતમાં સંપુરણ જાણતા હતા તેમની અફવાથી ઘણા લોકો અમદાવાદનાથી સમાગમ કરવા જતા હતા તે વાત અમે સાંભળીને ચકલરામ તથા બેચરભાઇએ બંને ભાઇઓં સમાગમ કરવા હમેશાં જતા

હતા તેમની પાસેથી ગુરૂ મંત્ર લેઇને હંઅ ઉપાસના મા હારાજે બનાવી તેમાં મારા મોટા ભાઇ બેહેચરદાસે હંઅ ઉપાસના કરવા માંડી એમાંથી એમને તત્વનું જ્ઞાન ઉત્પ ન થવા માંડયું તે ઘણોક સમાગમ કરીને વેદાંતમાં જથા રથ સમજયા તે મારા મોટા ભાઈએ બાલકદાસ પંચીકરણ સંસ્કૃતમાંથી ગુજરાતી મને ભણાવ્યું તે ભણવાથી મને પ ણ તત્વ જ્ઞાન થવા માંડયું તેથી આત્મ પરમાત્માનું વીવેક સમજવા લાગ્યો તે પછી માહારાજની કીરપાથી શુલ દેહ ના વઇરાટ દેહના તત્વની ઓળખાણ થવા લાગી તે પંચી કણ ગુજરાતીમાં છપાવુંછું થોડા ભણેલા જેને બ્રામણીયા વિદ્યાનું જ્ઞાન નથી એવી બઇઓ બેહેનો વાંચવાનો લા- ભ લેવા સારૂ પરમારથ દાખલ આ પંચીકરણ નીચે મુજબ.

શ્રષ્ઠિની આદ્યે પ્રલેકાળને વિશે અદ્વિતિય બ્રહ્મ, નામ રૂપ ગુણ રહિત, સચ્ચિદાનંદ રૂપ હતું, તેને વિશે માયા નો અધ્યારોપ કર્યો. પણ તે અધ્યારોપ કેવો છે. મિથ્યા કલ્પિત છે, જયારે જીવોનાં કર્મફળ આપવા સમરથ થાય છે, ત્યારે શુદ્ધ બ્રહ્મમાં સંકલ્પ ઉઠે છે. જેમ રજ્જુને વિ શે સર્પ કાલ્પત છે, જેમ છીપને વિશે રૂપુ કલ્પિત, તેમ નિરવીકલ્પ જે શુદ્ધ બ્રમ છે, તેને વિશે એવો સંકલ્પ ઉઠગો. જે હું એક છું તે બહુરૂપ થાઉં. શા માટે કે જી વોના કર્મફળ આપવા માટે. તેનું નામ જે હું બહુરૂપ થા

ઉં, તે પુરૂષને ઇચ્છા થઇ તેનું નામ માયા. બ્રમ પ્રબળ તેને પુરૂષ પણ કહે છે. તે માયામાં પડયો જે ચેતનનો આભાસ, તેને ઇશ્વર કહીએ. તે ઇશ્વરને ઇચ્છા થઇ જે હું બહુરૂપ થાઉં તેનું નામ મહાતત્વ કહીએ. અથવા અવ્યાક્રત કહીએ અથવા ઇશ્વરનું કારણ સરીર કહીએ. તેમાં સર્વ શ્રષ્ટિનાં બીજ રહ્યાં છે. તે મહાતત્વ થકી ત્રીગુણાત્મક અહંકાર ઉત્પન્ન થયો ને તે અહંકાર થકી સાત્ત્વીક, રાજસ, તામસરૂપ શક્તિ સહિત ત્રણ ગુણ ઉત્પન્ન થયા તેમાં સત્વ ગુણથી સાત્વીક અહંકારને જ્ઞાનશક્તી ઉત્પન થઇને રજોગુણ થકી રાજસ અહંકારને ક્રિયાશક્તિ ઉત્પન્ન થઇ. ને તમોગુણ થકી તામસ અહંકારને દ્રવ્યશક્તિ ઉત્પન્ન થઇ. જ્યારે ઇશ્વરે દ્રવ્યશકિત સામું જોયું ત્યારે તામસા અહંકાર થકી પંચતનમાત્રા સહિત પંચ મહાભુત ઉત્પન્ન થયા. ત્યારે ઇશ્વરનાં તમોગુણ થકી દશા સહિત આકાશ ઉત્પન્ન થયું. આકાશનાં દશાંશ થકી વાયુ ઉત્પન્ન થયો. વાયુનાં દસાંસ થકી તેજ ઉત્પન્ન થયું. તેજનાં દસાંસ થકી જળ ઉત્પન્ન થયું. જળનાં દસાંસ થકી પૃથ્વી ઉત્પંન્ન થઇ. આકાશમાં એક શબ્દગુણ છે. વાયુમાં શબ્દ, સ્પર્શ બે ગુણ છે. તેજમાં શબ્દ, સ્પર્શ, રૂપ એ ત્રણ ગુણ છે. આપમાં શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, રસ એ ચાર ગુણ છે. પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ ગુણ છે. જ્યારે કારણુનો [illegible] પ્રવેશ [illegible], ત્યાર ઇશ્વરે ક્રિ-

ચાશકિત સામું જોયું ત્યારે શજસ અહંકાર થકી પંચતન માત્રા ઉત્પન્ન થયાં તે કીયાં. પંચ પ્રાણને દશ ઇંદ્રીય ઉત્પન્ન થયાં. જ્યારે ઇશ્વરે જ્ઞાનશકિત સામું જોયું ત્યારે સાત્વિક અહંકાર થકી સર્વે દેવતા સહીત અંતઃકરણ પંચ ઉત્પન્ન થયાં. એ પચીસ તત્વનું ઇશ્વરનું લિંગ શરીર થયું. હવે જીવનું લિંગ શરીર કહીએ છીએ. અથ પંચીકરણ પ્રકાર કહીએ છીએ. આકાશનાં સમષ્ટી સત્વાંસ થકી અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર થયાં. વાયુ આદી સમષ્ટી પંચભુતનાં રજોઅંશ થકી પંચ પ્રાણ થયા તે કીયા. વ્યાન ૧ સમાન ૨ ઉદાન ૩ પ્રાણ ૪ અપાન ૫ તેજ. આદી પંચભુતના રજોગુણ મીશ્રીત સત્વાંશ થકી પંચ જ્ઞાનઇંદ્રિય ઉત્પન્ન થયાં તે કીયાં. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીવ્હા, ઘ્રાણ, જળ, આદિ પંચભુતનાં રજો અંશથકી પંચ કર્મ ઇંદ્રિય ઉત્પન્ન થયાં. તે કીયાં. વાક, પાણી, પાદ, ઉપસ્થ, ગુદા, પૃથ્વી આદી પંચભુતના તમોગુણ થકી પંચ વિષય માત્રાભુત ઉત્પન્ન થયાં. તે કીયાં. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. એ પંચ, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી. એ પંચ. હવે પંચભુતનાં ભાગ કરીએ છીએ. આકાશનાં અર્ધ ભાગનું અંતઃકરણ થયું તે પોતાનો મૂખ્ય ભાગ છે. આકાશમાં મન, તેજ વાયુનો ભાગ છે. આકાશમાં બુદ્ધિ તે તેજનો ભાગ છે. આકાશમાં ચિત્ત તે જળનો ભા-

મ છે. આકાશમાં અહંકાર તે પૃથ્વીનો ભાગ છે. ૧ વાયુ નો અર્ધ ભાગ તે સમાન વાયુ, તે પોતાનો મુખ્ય ભાગ છે. વાયુમાં વ્યાનવાયુ તે આકાશનો ભાગ છે. વાયુમાં ઉદાન વાયુ તે તેજનો ભાગ છે. વાયુમાં પ્રાણવાયુ તે જળનો ભાગ છે. વાયુમાં અપાનવાયુ તે પૃથ્વીનો ભાગ છે. ૨ તેજના અર્ધ ભાગની ચક્ષુઇંદ્રીય થઇ, તે પોતાનો મુખ્ય ભાગ છે. તેજમાં શ્રોત્રઇંદ્રિય તે આકાશનો ભાગ છે. તેજમાં ત્વચાઇંદ્રિય તે વાયુનો ભાગ છે. તેજમાં જીભ્યાઈંદ્રીય તે જળનો ભાગ છે. તેજમાં નાસીકાઇંદ્રીય તે પૃથવીનો ભાગ છે. જળના અર્ધ ભાગની ઉપસ્થ ઇંદ્રીય તે પોતાનો મુખ્ય ભાગ છે. જળમાં વાકઇંદ્રી તે આકાશનો ભાગ છે. જળમાં હસ્તઇંદ્રીય તે વાયુનો ભાગ છે. જળમાં પાદઇંદ્રીય તે તેજનો ભાગ છે. જળમાં ગુદાઇંદ્રીય તે પૃથ્વીનો ભાગ છે. ૪ પૃથ્વીનો અર્ધ ભાગ તે ગંધવિષય તે પોતાનો મુખ્ય ભાગ છે. પૃથ્વીમાં શબ્દ વિષય તે આકાશનો ભાગ છે. પૃથ્વીમાં સ્પર્શ વિષય તે વાયુનો ભાગ છે. પૃથ્વીમાં રૂપ વિષય તે તેજનો ભાગ છે. પૃથ્વીમાં રસ વિષય તે જળનો ભાગ છે. ૫ એમ પંચભુત પોતે પોતાનાં વિષયનું ગ્રહણ કરે છે. તે પ્રકાર હવે કહીએ છીએ. અંતઃકરણની વૃત્તિ વ્યાનવાયુને આધારે, શ્રોત્રઇંદ્રિય દ્વારા વાકઇંદ્રિય સહિત, શબ્દ વિષય જે આકાશનો તેનું ગ્રહણ કરે છે. મનની વૃત્તિ સમાન વાયુને આધારે, ત્વકઇંદ્રિય

દ્વારા પાણીઈંદ્રીય સહિત સ્પર્શ વિષય જે વાયુનો તેનું ગ્રહણ કરે છે. બુદ્ધિની વૃત્તિ ઉદાન વાયુના આધારે, ચક્ષુઈંદ્રિયદ્વારા પાદઈંદ્રીય સહિત રૂપવિષય જે તેજનો તેનુ ગૃહણ કરે છે. ચિત્ત વૃત્તિ પ્રાણવાયુના આધારે, જીવ્હાઈંદ્રીયદ્વારા ઉપસ્થઈંદ્રીય સહિત રસવિષય જે જળનો તેનું ગૃહણ કરે છે. અહંકાર નિવૃત્તી અપાનવાયુના આધારે, ઘ્રાણઈંદ્રીયદ્વારા વાયુઈંદ્રીય સહિત ગંધવિષય જે પૃથવીનો તેનું ગ્રહણ કરે છે. ૫ અંતઃકરણ અધ્યાત્મ નિરવિકલ્પ વિષય તે અધિભૂત, તેનો દેવતા વિષ્ણુ તે અધિદેવ. મનઅધ્યાત્મ સંકલ્પ વિકલ્પ વિષય તે અધિભુત ચંદ્રમા તે અધિદૈવ. બુદ્ધિ અધ્યાત્મને નિશ્ચે અધિભુત બ્રમા તે અધિદૈવ. ચિત્ત અધ્યાત્મ ચિત્તના અનુસંધાન વિષય તે અધિભુત નારાયણ દેવતા તે અધિદૈવ. અહંકાર અધ્યાત્મ અહંત્વ વિષય તે અધિભુત, દિગપાલ દેવતા તે અધિદૈવ. ૬ શ્રોત્ર અધ્યાત્મ શબ્દ અધિભુત દિશા અધિદૈવ. ત્વચા અધ્યાત્મ સ્પર્શ અધિભુત વાયૂ અધિદૈવ. ચક્ષુ અધ્યાત્મરૂપ અધિભુત સુર્ય અધિદૈવ. જીવ્હા અધ્યાત્મ સ્વાદ અધિભુત વરૂણ અધિદૈવ. ઘ્રાણ અધ્યાત્મ ગંધ અધિભુત અશ્વનીકુંમાર અધિદૈવ. ૭ વાચાઅધ્યાત્મ શબ્દ અધિભુત અગ્નિ અધિદૈવ. પાણી અધ્યાત્મ પદાર્થ અધિભુત ઈંદ્ર અધિદૈવ. પાદ અધ્યાત્મ ગમન વિષય અધિભુત વામન દેવતા તે અધિદૈવ. ઉપસ્થ અધ્યાત્મ રતિ ભોગ વિષય અધિ

ભુત પ્રજાપતિ દેવતા અધિદૈવ. ગુદા અધ્યાત્મ મલનો ઉ-ત્સર્ગ વિષય અધિભુત યમરાજ દેવતા અધિદૈવ. અજ્ઞાન અધ્યાત્મ વિકાર વિષય અધિભુત પુરૂષ દેવતા અધિદૈવ. ૮ ઇતિ જીવનું લિંગ શરીર. અંગુષ્ટ પ્રમાણ. ૧ સ્વેત વરણ ૨ તેની સ્વપ્ના અવસ્થા. ૩ કંઠસ્થાન. ૪ તૈજસ અભિમાની. ૫ ઉકારમાત્રા. ૬ મધ્યમાત્રાઆ. ૭ વાસનાત્મક ભોગ. ૮ સતોગુણ ૯ વિષ્ણુ દેવતા. ૧૦ જ્ઞાનશક્તિ. ૧૧ સ્થિતિ અવસ્થા. ૧૨ યજુરવેદ ૧૩ એ પ્રણવનો દ્વિતિય ચર્ણ. તે જીવનું લિંગ શરીર. તેને વિશે નવ ગુણ રહ્યા છે. તે કીયા. બુદ્ધિ. ૧ ઇચ્છા. ૨ દવેષ. ૩ સુખ. ૪ દુઃખ. ૫ પ્રયત્ન. ૬ સંસ્કાર. ૭ પાપ પૂન્યનું સ્થાન. ૮ લિંગ શરીર ૯ તેને વિષે અષ્ટપુર રહ્યાં છે. તે કુયાં. અંતઃકરણ પંચ ૧ પ્રાણપંચ. ૨ જ્ઞાનઇંદ્રીય પંચ. ૩ કર્મઇંદ્રીય પંચ. ૪ વિષય પંચ. ૫ અવિદ્યા. ૬ કામ. ૭ કર્મ. ૮ ઇતિ અષ્ટપુર. ઇતિ જીવનું લિંગ શરીર. હવે જીવના સ્થુળ દેહનુ પંચીકરણ કહીએ છીએ. જે કઠણ તે પૃથવી. જે દ્રવ્ય તે આપ. તે ઉષ્ણ તે તેજ. જે ચાલે તે વાયુ. જે પોલું તે આકાશ. ઇતિ મતારે પચીસ તત્વનું સ્થુળ શરીર. તે પચીસ તત્વ કીયા તે કહીએ છીએ. અસ્થી, માંસ, ત્વક, સ્નાયુ, રોમ ૫ એ પ્ર, રેત, પિત, સ્વેદ, લાલ, રક્ત, ૫ એ-જલ, ક્ષુધા, તૃષા, આકાશ, નિંદ્રા, કાંતિ. ૫ એ તેજાય-

લન, ઉત્ક્રમણ, ધાવણ, પ્રસારણ, આકુચન. ૫ એ વાયુ. શિર. કંઠ, હૃદે, ઉદર, કટિ. ૫ અથવા કામ, ક્રોધ, શોક, મોહ, ભય. ૫ એ કહ્યા. હવે એક એક ભુતનાં બબે બંબે ભાગ કર્યા ને તે દસ ભાગ થયા, તેમાંથી બીજા જે પંચ ભાગ તેના એક એક ભાગના ચાર ચાર ભાગ કર્યા ત્યારે વીસ ભાગ થયા. તે વીસ ભાગ પોતે પોતાનામાંનો ભાગ તજીને બીજા ચાર ભાગમાં મળ્યા તેનું નામ પંચીકરણ. તે કુંણુભુતનો કુંણુભાગમાં મીલાંચો તે કહીએ. અસ્થિ મુખ્ય પૃથ્વી કઠણપણા માટે. માંસ તે ઉદકનો ભાગ છે દ્રવ્યપણા માટે. પૃથવીમાં નાડીયો તે તેજનો ભાગ તાવની પરીક્ષા થાય છે તે માટે. પૃથવીમાં ત્વક તે વાયુનો ભાગ સ્પર્શને જાણે છે તે માટે. પૃથવીમાં માંસ તે જળનો ભાગ છે કુંણું રહે છે તે માટે. પૃથવીમાં રોમ તે આકાશનો ભાગ છે, કાપવા થકી દુઃખ ન થાય માટે. ૫ રેત મુખ્ય ઉદક ગર્ભની ઉત્પતિ થાય છે ને સ્વેત વરણ છે તે માટે જળમાં; પિત્ત તે તેજનો ભાગ છે. ઉંના રહે છે તે માટે. જળમાં સ્વેદ તે વાયુનો ભાગ છે. શ્રમ કરવા થકી પરશેવો થાય છે તે માટે. જળમાં લાલ તે આકાશનો ભાગ છે. ઉર્ધ ગમન કરે છે તે માટે. જળમાં રક્ત તે પૃથવીનો ભાગ છે લાલપણા માટે તેજમાં ક્ષુધા મુખ્ય અગ્નિનો ભાગ છે અન્યને પચાવે છે તે માટે. તેજમાં તૃષા તે વાયુનો ભાગ છે કંઠને સોસે છે તે માટે. તેજમાં નિં

દ્રા તે આકાશનો ભાગ છે શુન્યપણું થાય છે તે માટે. તેજમાં કાંતિ તે ઉદકનો ભાગ છે તેજસ્વીપણા માટે અથવા ટાઢા ઉનાપણા માટે તેજમાં આળસ તે પ્રથવીનો ભાગ છે જડપણું થાય છે તે માટે. ૫ વાયુમાં ધાવન મુખ્ય વાયુનો ભાગ છે દોડવાપણા માટે. વાયુમાં પ્રસારણ તે આકાશનો ભાગ છે વ્યાપકપણા માટે. વાયુમાં ઉત્ક્રમણ તે તેજનો ભાગ છે ઉછળવાપણા માટે. વાયુમાં ચલન તે ઉદકનો ભાગ છે સીતળપણા માટે. વાયુમાં સંકોચન તે પ્રથવીનો ભાગ છે જડપણા માટે. ૫ શિરમાં પોલું તે મુખ્ય આકાશનો ભાગ છે નાદ ઉઠે છે તે માટે. આકાશમાં કંઠમાં પોલું તે વાયુનો ભાગ છે મુખ નાસિકામાં વાયુ લે છે તે માટે. આકાશમાં -હૃદયમાં પોલું તે અગ્નિનો ભાગ સદા ઉનું રહે છે તે માટે. આકાશમાં ઉદરમાં પોલું તે જળનો ભાગ છે જળને રહેવાનું સ્થાન છે માટે. આકાશમાં કટીમાં પોલું તે પ્રથવીનો ભાગ છે ગંધનું સ્થાન છે તે માટે. એ પચીસ તત્વનું જીવનું સ્થુળ શરીર, ઉઠ હાથ સાડાત્રણ હાથ પ્રમાણ. ૧ રક્તવર્ણ. ૨ જાગ્રત અવસ્થા. ૩ નેત્રસ્થાન. ૪ વિશ્વ અભિમાની. ૫ અકારમાત્રા. ૬ વૈખરિવાચા. ૭ સ્થુલભોગ. ૮ રજોગુણ. ૯ બ્રમાદેવતા. ૧૦ ક્રિયાશક્તિ. ૧૧ ઉત્પતિ અવસ્થા. ૧૨ ઋગવેદ. એ પ્રણવનો પ્રથમ ચરણ જીવનું સ્થુલ શરીરને અન્નમય કોશ. ૧ પંચપ્રાણ. પંચ ઉપપ્રાણ. એ દશ મળીને પ્રાણમય કો

શ. ૨ પંચકર્મ ઇદ્રિયને એકમન એ છ મળીને મનોમય કોસ. ૩ પંચજ્ઞાન ઇંદ્રિયને બુદ્ધિ એ છ મળીને વીજ્ઞાન મય કોશ. એ ત્રણ કોશનું લિંગ શરીરને આનંદમય કો શ તે જીવનું કારણ શરીર. ૫ તે પરાઅર્ધ પ્રમાણ. ૧ કારણ. ૨ સુશુપ્તિ અવસ્થા. ૩ હૃદયસ્થાન. ૪ પ્રાજ્ઞઅભિમાન. ૫ મકારમાત્રા. ૬ પસ્યંતીવાચા. ૭ આનંદભોગ. ૮ તમોગુણ ૯ ઓં. ૪ રૂદ્રદેવતા. ૧૦ દ્રવ્યશક્તિ. ૧૧ પ્રલે અવસ્થા. ૧૨ સાંમવેદ. ૧૩ એ પ્રણવનો ત્રીતીયોચરણ તે જીવનું કારણ શરીર. એ ત્રણ શરીર ચઇતન્યની સત્તાએ કરીને ચેતન છે, એ ત્રણ શરીરને વિષે પોતાપણું માનીને જીવ બંધાણ છે પણ વસ્તુતાએ તો ભ્રમરૂપ છે. તે ક્યારે છુટે જ્યારે સાધન ચતુષ્ટય સંપન થઇને ગુરૂને શરણે જાય ત્યારે છુટે. તે સાધન કીયાં. વિવેક. ૧ વઇરાગ્ય. ૨ ખટસપત્તિ. ૩ મુમુક્ષતા. ૪ અથ ખટસંપતિ નામ. સમ, દમ, ઉપરતિ, તિતીક્ષા, શ્રદ્ધા, સમાધાન, એ છ મળીને એક. તે સાધન ચતુષ્ટય સહિત તેને અધિકારી કહીએ. તેને ગુરૂ ઉપદેશ કરે એ ત્રણ શરીર તે તું નહી એનો તુ સાક્ષી સચ્ચિદાનંદ રૂપ છું. અસ્તિ, ભાતિ પ્રિયરૂપ ભાસે છે, નાંમરૂપ જે માયા તે તારી સત્તાએ કરીને સત્ય છે. તે માટે અસ્તિ, તારી ચઇતન્યતાએ કરીને શોભે તે માટે ભાતિ, તારે આનંદે કરીને સરવે પ્રિય લાગે

છે તે માટે પ્રાંયે જેમ અભ્રંવ્યાપકપણે કરીને વ્યાપી રહયો છે. નામરૂપનો નાશ, તારો નાશ નહી. તે માટે તું વ્યતિરેક છે એવુ તારૂ સ્વરૂપ નિશ્ચે કરયું. તેનુ નામ જીવની માહા કારણે દેહ તે માહાસુર પ્રમાણ. પિતવર્ણ. તુર્યા અવસ્થા. ૩ મુર્ધનિસ્થાન. ૪ પ્રત્ય ગાત્મા અભિમાની. ૫ અર્ધમાત્રા. ૬ પરાવાચા. ૭ આનંદાવમાસ ભોગ. ૮ શુદ્ધ સત્વગુણ. ૯ ઈશ્વરદેવતા. ૧૦ માયાશક્તિ. ૧૧ સર્વત્ર સાક્ષી અવસ્થા. ૧૨ અથરવેદ. ૧૩ એ પ્રણવનો ચતુર્થા ચરણ તે જીવનું માહા કારણ શરીર. એનો તુ સાક્ષી નિરવિકલ્પ બ્રમરૂપ છે એટલં પદનું સોધન. હવે તત પદનું સોધન કહીએ છીએ જો પંચીકૃત પંચ માહાભુત તે ઇશ્વરનું વૈરાટ શરીર તેમાં સરવે પિંડ રહ્યા છે તેનો અભિમાની બ્રમા. ૧ રજોગુણુ. ૨ ક્રિયાશક્તિ. ૩ ઉત્પત્તિ અવસ્થા. ૪ અકારમાત્રા. ૫ એ ઇશ્વરનું વયરાટ શરીર. હિરણ્યગર્ભ તે ઇશ્વરનું લિંગશરીર તેને કહીએ છીએ. દિશા તે કાન, વાયુ તે ત્વચા, સુર્ય તે ચક્ષુ વરૂણ તે જીવ્હા, અશ્વનીકુમાર તે નાસિકા. ૫ અગ્નિ તે વાણી, ઈંદ્ર તે હાથ, વામન તે પગ પ્રજાપતિ તે ઉપસ્થા, યમ તે ગુદા, ૫ વિષ્ણુ તે અંતઃકરણ. ચંદ્રમા તે મન બ્રમા તે બુદ્ધિ, નારાયણ તે ચિત્ત. રૂદ્ર તે અહંકાર. ૫ ગંગાદિ નદીયો તે નાડીઓ. ૧ સાત સમુદ્ર તે કુક્ષા. ૨ બડવાનલ અગ્નિ તે જઠરા. ૩ પરવત તે અસ્થિ. વનસ્પતિ તે રો-

માવલી. ૫ કાણ તે ડાટયું. ૬ ઉપસ્થ તે રેત. ૭ ઈશ્વરનું લિંગ શરીર. તેનો અભિમાની રૂદ્ર. ૧ તમોગુણ. ૨ દ્રવ્યશક્તિ. ૩ પ્રલેય અવસ્થા. ૪ મકારમાત્રા. ૫ માહામાયા. ૬ તે ઇશ્વરનું માહાકારણ શરીર. તેનો અભિમાની રૂદ્ર. ૧ તમોગુણ. ૨ દ્રવ્યશક્તિ. ૩ પ્રલેય અવસ્થા. ૪ મકારમાત્રા. ૫ મહામાયા. ૬ તે ઇશ્વરનું મહાકારણ શરીર તેનો અભિમાની પરમાત્માં. ૧ શુદ્ધ સત્વગુણ. ૨ માયાશક્તિ. ૩ ગુણ સામ્યાઅવસ્થા. ૪ અર્ધમાત્રા. ૫ એ સવમાં મળ્યું જે ચેતન તેને સબળ બ્રહ્મ કહીએ. ઇશ્વર તે સમષ્ટિ. જીવ તે વ્યષ્ટિ તે બેની એકતા. ૪ બ્રહ્માંડ તે કારણ. પિંડ તે કાર્ય. હિરણ્યગર્ભ તે કારણ. સર્વ જીવોનાં લિંગ દેહ તે કાર્ય. માહામાયા તે કારણ. જીવનો માહાકારણ તે દેહ તે કાર્ય કારજ કારણ તે એક. જ્યાંથી સમષ્ટી વ્યષ્ટિની ઉત્પત્તિ ત્યાં લય. તેનો પ્રકાર કહીએ છીએ. ગંધ સહિત પૃથ્વી તે જળમાં લય પામે છે. રસ સહીત જળ તે તેજમાં લય પામે છે. રૂપ સહિત તેજ તે વાયુમાં લય પામે છે. સ્પર્શ સહિત વાયુ તે આકાશમાં લય પામે છે. શબ્દ સહીત આકાશ તે તમો ગુણમાં લય પામે છે. ૫ દશ ઈંદ્રીય સહિત પંચ પ્રાણ તે રજોગુણમાં લય પામે છે. અંતઃકર્ણ પંચ સર્વે દેવતા સહિત સત્વગુણમાં લય પામે છે. ત્રણ ગુણ પોતાની શક્તિ સહિત માહાતત્વમાં લય પામે છે. માહાતત્વ તે માહામાયામાં લય પામે છે. સર્વે જીવ

અજ્ઞાને કરીને પોતાનાં કર્મ સહિત તે માયામાં લય પામે છે. તે જ્ઞાન વિના છુટે નહી. આદી કાળે સર્વે જીવ પોતાના કર્મ સહિત ઉદે પામે છે. એવું જ્ઞાનને પ્રલયનો પ્રકાર કહીએ છીએ. પિંડ બ્રમાંડ પંચ ભુતાત્મક રૂપ છે. બ્રમાંડ તે કારણ. પિંડ તે કાર્ય. કાર્ય કારણનો ન્યારો ભેદ નહી. વૈરાટનો અભિમાની બ્રમા તે કારણ. સ્થુલ દેહનો અભિમાની વિશ્વ તે કાર્ય. કાર્ય કારણ તે એક. ઉત્પતિને જાગ્રત તે એક, હિરણ્ય ગર્ભ તે ઇશ્વરનો સુક્ષ્મ દેહ, ને વિષ્ણુ અભિમાની તે કારણ. જીવનો સુક્ષ્મ દેહ તે તૈજસ. અભિમાની જે કાર્ય કાર્યકારણ તે એક સ્થિતિને સ્વપ્ના અવસ્થા તે એક. અવ્યાકૃત તે ઇશ્વરનો કારણ દેહ. ને સ્વપ્ન અભિમાની તે કાર્યકારણ. જીવની કારણ દેહ ને પ્રાજ્ઞ અભિમાની તે કાર્ય. કાર્યકારણ તે એક. પ્રલેને સુશુપ્તિ અવસ્થા તે એક માહામાયા તે ઇશ્વરની માહાકારણ દેહ. ને પરમાત્મા અભિમાની તે કારણ. જીવની માહાકારણ દેહને પ્રત્યક આત્મા અભિમાની તે કાર્ય, કાર્યકારણ તે સર્વત્ર સાક્ષી અવસ્થા ને તુર્યા અવસ્થા તે એક. ગુણ સંન્યાસ પરમાત્માને પ્રત્યક આત્મા અભિમાની તે એક. પિંડ બ્રમાંડ તે કાર્ય. લિંગ દેહને હિરણ્ય ગર્ભ કારણ. પિંડનો અભિમાની વિશ્વને બ્રમાંડનો અભિમાની બ્રમા તે કાર્ય. લિંગ દેહનો અભિમાની તે તૈજસ. ને હિરણ્ય ગર્ભનો અભિમાની તે કાર્ય કારણ. કાર્યકારણ તે એક.

અવ્યાકૃતને જીવની કારણ દેહ તે કારણ. હિરણ્ય ગર્ભને જીવની લિંગ દેહ તે કાર્ય. ક્રિયાકારણ તે એક. અવ્યાકૃતનો અભિમાવી રૂદ્ર. ને જીવના કારણ દેહનો અભિમાની પ્રાજ્ઞને કારણ. હિરણ્ય ગર્ભનો અભિમાની વિશ્વને જીવની લિંગ દેહનો અભિમાની તૈજસ કાર્ય. કાર્ય કારણ તે એક. કનક કુંડલવત. માહામાયા તે જીવની માહાકારણ દેહ તે કારણ. અવ્યાકૃતને જીવની કારણ દેહ તે કારણ દેહ તે કાર્ય. કાર્ય કારણ તે એક માહામાયાનો અભિમાની પરમાત્માને જીવની માહાકારણ દેહનો અભિમાની પ્રત્યક્ષ આત્મા તે કારણ. અવ્યાકૃતનો અભિમાની રૂદ્રને જીવની કારણ દેહનો અભિમાની પ્રજ્ઞ તે કાર્ય. કાર્યકરણ તે એક. બ્રમ તે સર્વનું કારણ. એ વિવેકે કરીને જીવ બ્રમમાં લય પામ્યો. તે ફરીને સંસેરહિત પામે છે. ત્યાં દ્રષ્ટાંત. જેમ રજ્જુને વિષે કલપ્યો એવો જે સર્પ તે રજ્જુ જાણ્યો, ત્યારે રજ્જુમાં લય પામ્યો. તેમ બ્રમને વિષે કલપીત એવી જે માયા તે બ્રમનો સાક્ષાતકાર થયો. ત્યારે બ્રમને વિષે લય પામી. ત્યારે શુદ્ધ સચ્ચિદાનંદ બ્રમ જેમ હતું તેમ રહ્યું. એવા સદગુરૂનાં પ્રસાદ થકી બ્રમ સાક્ષાતકાર થયો. ત્યારે સંસાર નિવૃત્તી પામ્યો. કેની પેઠે આકાશના પુષ્પવત અથવા રજ્જુ સર્પવત.

## સ્થુલદેહનું કોષ્ટક.

| આકાશના | વાયુના | તેજના | જળના | પૃથ્વીના |
|---|---|---|---|---|
| કામ | ચલન | ક્ષુધા | શુક્ર | અસ્થિ |
| ક્રોધ | વલણ | તૃષા | શોણિત | માંસ |
| શોક | ધાવન | આળસ | લાળ | ત્વચા |
| મોહ | પ્રસારણ | નિંદ્રા | મુત્ર | નાડી |
| ભય | સંકોચન | કાન્તિ | સ્વેદ | રોમ |

## અંતઃકરણ પંચક.
## વાયુ તેજ જળ પૃથ્વી.

| આકાશ | મન | બુદ્ધી | ચીત્ત | અહંકાર |
|---|---|---|---|---|
| અંત;કરણ આકાશનો ભાગ છે | પવનનો ભાગ છે | તેજનો ભાગ છે | જળનો ભાગ છે | પ્રથ્વીનો ભાગ છે |

## પાંચ જ્ઞાન ઈંદ્રીના દેવ.

| | | |
|---|---|---|
| શ્રોત્ર | શબ્દ | દિશા |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| ચક્ષુ | રૂપ | સૂર્ય |
| જીબ્હા | રસ | વરૂણ |
| ઘ્રાણ | ગંધ | અશ્વનીકુમાર |

## પાંચ કર્મ ઈંદ્રીના દેવ.

| | | |
|---|---|---|
| વાક | વચન | અગ્નિ |
| પાણી | હાથ | ઈંદ્ર |
| પાદ | ગમન | ઉપદ્રવ |
| શિશ્નું | આણંદ | પ્રજાપતિ |
| ગુદા | મળવિષ | યમ |

## સમાગમનો સગ્રહ.

પૃથુરાજ ચોહાણના વંશના ક્ષત્રી વરણના બેચર અને ચકલ નામના બે ભાઇ હતા બેચરને અને ચકલને ઘરમાં બોલાબોલી થવાથી ચકલને કાઢી મૂકયો. રાયપુર દરવાજા બાહાર કામનાથ માહાદેવના દરરોજ દરસન કરવા જતો હતો. ચકલે પોતાની મા કાશીને કહ્યું કે મારી ચીંતા તુ કરીશ નહી. કામનાથ માહાદેવમાં હું રહેવાનો છું તે માહાદેવમાં બ્રાહ્મણો અને રૂષીદેવો રૂદ્રીઓ કરતા હતા ત્યારે ચકલ નમનતાઇથી નમસ્કાર કરીને પુછયું કે મને વૈરાગ્ય થયો છે માટે દેહ અભીમાનથી છુટુ એવો ઉપદેશ કરો અને મારા મનમાં એવી અપેક્ષા છે કે ફરી જન્મ મરણ ન થાય અને અચળ અમર થાઉ ત્યારે બ્રમ રૂષીઓ બોલ્યા કે હે પુત્ર શીવોહં શીવોહં મંત્ર જપ્યા કર તેથી કામનાથ કામના તારી પુરણ કરશે. હું પછી મનને એકાગ્ર કરી વરતીને અંતઃકરણ ટકાવી હંસ ઉપાસના કરવા લાગ્યા. ત્રણ દીવસ બબે કલાકના મહાવરાથી સ્વપ્નામાં શીવે મને દરશાન દીધાં તે શીવ કેવા હતા કે જેમ જટામાં ગંગા વહેતા હતા. ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરેલા એવા શીવે દરશન દીધાં પછી પ્રસન થઇને બોલ્યા કે તારે શી અપેક્ષા છે એટલુ કહીને શીવ અંતરધ્યાન થઇ ગયા તે ઉપરથી મને સરધા સારી બેઠી. પછી વીષ્નુની ઉપાસના કરવા

લાગ્યો એ વીષ્નુ ચતુરભુજ મુરતી શંખ ચક્ર ગદા પદ્મ સં-કલ્પ રૂપ સ્વપ્નામાં દરશન આપ્યાં. વીષ્નુ કહે છે કે હે બાળક તારી સરધાથી હું પ્રસન્ન થયો છું કારણ કે તેં એકાગ્ર ચીત મારી સાથે જોડયું છે એવું સ્વપ્નામાં વીષ્નુ એ કહ્યું જેનું હું ધ્યાન કરતો હતો તેમણે મને પ્રગટ દરશન દીધાં તે જોઇને હું ઘણો આનંદ પામ્યો. પછી હું કહેવા લાગ્યો કે હું શાસ્ત્ર પુરાણ ભણ્યો નથી ફક્ત મુરતીનું ધ્યાન કરી તમારે શરણે આવ્યો છું ને કેહેવા લાગ્યો કે જે દેખાય છે તે તમે છો હું નથી પછી હું બોલ્યો કે વીષ્નુ તમારી સ્તુતીની ઇચ્છા છે વીશ્વરૂપ પાંચ તત્ત્વ ત્રણ ગુણ પ્રકૃતી તેના ગુણ સર્વ રૂપ તમે છો તમને મારો નમસ્કાર છે તમો શુદ્ધ છો અરૂપ છો ચઇતન્ય ત-ત્વરૂપ છો સર્વના અધીભુત છો સર્વના દ્રષ્ટા છો સર્વ જ-ગતમાં આકાશની પેઠે વ્યાપી રહ્યા છો માટે ઇશ્વર તમને કહીએ છીએ આખા વીશ્વમાં તમારો પ્રકાશ છે જાગ્રત સ્વપ્ન સુશોપતીમાં પરમાત્મા તમને કહીએ છીએ સુર્યના પ્રકાશની પેઠે તમારો પ્રકાશ છે દેવ દાનવ માણુસ પસુ પ-ક્ષી ઝાડ પાહાડ જંગલ વસ્તીરૂપ તમે છો તમને શું કહું તમે બ્રહ્માંડથી તે કીડી પર્યંત તમારો પ્રકાશ છે ત્યારે વિષ્નુ બોલ્યા કે હે બાળક તારી તપસ્યાથી હું પ્રસન થયો છું માટે તારી જે ઇચ્છા હોય તે માગ્ય ત્યારે બાળક બોલ્યો આદ્ય મધ્ય અને અંત તમે છો તેથી મારી ઇચ્છ

તમે જાણો છો ત્યારે વીશ્નુ કહે છે ક તારી ઇચ્છા તને પ્રગટ થશે બાળક કહે છે કે વીષ્નુ તમારા દરસનથી મારી કામના પુરણ ન થઇ મારા મનમાં સંદેહ છે હું જાણુ જે હું કોણ છું અને તમે કોણ છો ને મોક્ષ શી ચીજ છે વીષ્નુ કહે છે કે હે બાળક એ પુછવાનું તારે શું પ્રયોજન છે ત્યારે બાળક કહે છે કે એ વારતા મને કહો વીષ્નુ કહે છે કે આવું પ્રશ્ન પૂછે છે તો તેના ઉત્તરમાં તને હું વળી અચળ પદ્દી અને મોક્ષ ત્રણે નાશ થશે ત્યારે બાળક કહે છે કે જેમ થનાર હશે તેમ થશે પણ તમે કોણ છે તે મને કહો વીશ્નુ બોલ્યા કે હું સર્વના અંતર આત્મા છું મારા વીશે બીજુ કાંઇ નથી ત્યારે બાળક કહે છે મારી ઇચ્છા પુરણ ન થઇ કારણ કે અજ્ઞાનથી મેં નીશ્ચય કરયો હતો તમે મને જે અચળ મુક્તી આપી છે તે મીથ્યા છે. વીશ્નુ કહે છે કે હે બાળક જ્ઞાની પુરૂષને જેવી ઉપાધી મળે તેમાં નિર્વાહ કરી આણંદમાં રહેવું. બાળક કહે છે કે સર્વ રૂપ તમે છો તો જ્ઞાની અજ્ઞાની કોણ છે અને વળી હું કોણ છું જે હું તો મુળગો નથી. વીશ્નુ કહે છે જે કર્મ કામના નીમીત કરે છે અવીદ્યા તથા અજ્ઞાન વડે આપણું સરૂપ નહી જાણવાથી કરે છે ત્યારે બાળક કહે છે કે ઠીક. હું મુરખ નેત્ર અજ્ઞાનથી આંધળો છું તમે મને કુવામાં નાંખ્યો હું હતો તો મને તમે કેમ ન કહ્યું વીશ્નુ કહે છે કે· મેં તને આપ્યું નથી અને લીધું નથી જે તેં માની લીધેલું છે તે તારૂ સ્વપ્નુ છે જે તારી

ઇચ્છા છે તે હું જાણુ છું તારા પ્રશ્નનો ઉત્તર કોઇ સંત દેશે ત્યારે તમે મને કેમ કહેતા નથી ત્યારે વીશ્નુ બોલ્યા કે બાળક તારા પ્રશ્ન વીશે હું અને તુ અગર સારો સંસાર કોઇએ નથી ત્યારે બાળક કહે છે કે તમે જાઓ પછી વીશ્નુ અંતરધ્યાન થઇ ગયા પછી સ્વપ્નામાંથી હું જાગ્યો ને વીચાર કરવા લાગ્યો કે સંત ક્યારે મળશે એવા વીચાર કરતો હતો તે સમયે અમદાવાદમાં આસ્તોડીયા દરવાજા બહાર મોચીની વાડીમાં પંજાબ દેશના મહાત્મા પુરૂષ દયાસીંગ તથા દત્તસીંગ તથા બળાસીંગ ઉતર્યા હતા ત્યાં હું ગયો. તે મહાત્મા પુરૂષની પ્રદક્ષણા કરી નમસ્કાર કર્યો. પછી બીજે દીવશે માહારાજની પાસે ઉપદેશ લેવા સારૂ ગુરૂ કરવા માટે કડાપ્રસાદ બનાવ્યો ને પાંચ સંતની ચરણની રજ મારા મુસ્તકે ચઢાવી તે માહાત્માની કીરપાથી મારૂ અંતઃકરણ શુદ્ધ થવા લાગ્યું ને મને અંતર અનુભવ કરવાની શક્તી આવી તેમની કીરપા દ્રષ્ટીથી દીવશે દીવશે આણંદ થવા લાગ્યો અમે બંને ભાઇઓ વદાંત ભણવા ત્યાં જતા હતા ત્યારે મારા મોટા ભાઇને બાળકદાસ પંચીકરણ સંસ્કૃતમાંથી ગુજરાતી માહારાજે ભણાવ્યું. તે મારા ભાઇએ પછી મને ભણાવ્યું. અમે બંને ભાઇઓ હમેશાં સમાગમ કરવા રાતરે જતા હતા. માહારાજે અમારી સરધા જોઇને પુછયું કે તમે દોનુ ભાઇ કોઇ શાસ્ત્ર ભણ્યા છો ? ત્યારે હું બોલ્યો કે હા માહારાજ રામાયણ ભાગવત ગીતા ભારતની કથાઓ સાંભળી છે એવું બાળકનું

બોલવું સાંભળીને માહાત્મા પુરૂષ ખુશી થઇને બોલ્યા કે અચ્યા કુછ પ્રશ્ન કર ત્યારે બાળક કહે છે કે રામજીએ પોતાની મા કઉશલ્યાને સધામ જતી વખતે આત્મજ્ઞાનનો બોધ કર્યો હતો. ઉત્તરકાંડના પંચાણુમા અધ્યાયમાં કહેલો છે તે દાખલો મને સાંભળે છે. જાણે પાણીના ઘડા અનેક ભરેલા હોય તેમાં સુર્યનું પ્રતીબીંબ સર્વ ઘડામાં પડે છે તેમ આ દેહમાં આત્મા પ્રતીબીંબ રૂપે રહયો છે એટલું હું જાણું છું એવું પ્રશ્ન બાળકનું સાંભળી માહારાજ બોલ્યા અચ્છા સુર્યનારાયણ હે તો પ્રતીબીંબ પડતા હે સુર્ય નારાયણ કોણ હે તો સુર્ય પ્રતક્ષ હે તો પ્રતીબીંબ દીસતા હે તેસે તુમ હે તો આત્મા પરમાત્મા દેખના ચાહીએ સો પરમાત્મા કોણ ચીજ હે આવું સાંભળીને હું આણંદ પામ્યો માહારાજની વાત સાંભળીને બીજુ પ્રશ્ન કરયું. વીશ્નુએ સ્વપ્નામાં સંત મળવાનું કહયું હતું તે મળ્યા. હું પ્રશ્ન પુછું છું કે આ જગત દેખાય છે તે શું હશે. પરમાત્મા કયાં હશે ને કેવા હશે તે શી ચીજ હશે, મેં ઘણા સંપ્રદાય જોયા, ઘણા સંત માહાત્માનો સમાગમ કરયો. કોઇ સબદ કહે છે, કોઇ સત્ય કહે, કોઇ બ્રમ કહે છે, કોઇ નીરંજન કહે છે, કોઇ જયોતરૂપ કહે છે, કોઇ બીજરૂપ કહે છે, કોઇ પ્રકાશ કહે છે, કોઇ નુર કહે છે, કોઇ પરમાત્મા કહે છે, કોઇ નીરગુણ કહે છે, કોઇ અક્ષરાતીત કહે છે, કોઇ તુરીઆતીત કહે છે, કોઇ સુન્ય માને છે, કોઇ વ્યાપક માને છે, કોઇ ન્યારો માને છે, કોઇ સાકાર કહે છે,

કોઈ નીરાકાર કહે છે. એવી રીતે ઘણા સંપ્રદાય જોયા પ ણ અટકળ અદબદ ને ફાંફાં જેવું લાગે છે. આ સબંધી જગતમાં ઘણા ઝઘડા ચાલ્યા કરે છે. માહારાજ બોલ્યા કે તેં બોત અછી બાત કહી. સાંભળો એક દ્રષ્ટાંત આપુછુ' કે મરઘો દાણા વીણી ખાવા જાય છે, દાણા પાછા મુકીને ચાંચો આગળ મારે છે તે દાણાનું સુખ આવતું નથી તે દાણા જોઇ શકતો નથી. ચીદાઆકાશ જ્ઞાનરૂપ દાણા છોડી ને અનુમાનથી નીશ્ચે કરે છે માટે નિરભય થવાતુ નથી. માહારાજ બીજું પ્રશ્ન પુછુંછું કે માટીના અનેક ઘટ પા ણી ભરેલા હોય છે. સુરજનું પ્રતિબિંબ પડે છે તો સુરજ પ્રતક્ષ છે તો પ્રતિબિંબ દેખાય છે તેમ આ જગત છે તો પરમાત્મા દેખાવા જોઇએ. વળી દોરડીમાં સાપ ભાસે છે તો સાપ મિથ્યા છે પણ દોરડી સત્ય જોવી જોઇએ. છીપ- માં રૂપુ અસત્ય છે પણ આ નામરૂપ પડપંચ અસત્ય છે છીપ સાચી છે તેમ પરમેશ્વર સાચા જોવા જોઈએ. વળી ઠુંઠામાં ચોર ખોટો છે, પણ ઠુંઠું સાચુ દેખાય છે તેમ પરમેશ્વર સાચા જોવા જોઇએ. વળી પુલ છે તો વાસના છે વાસનારૂપી જગત જુઠુ છે, પરમાત્મા પુલરૂપે સાચા જોવા જોઇએ, સમુદ્રની લેહેરવત જગત છે તો જર સાચુ દીસે છે તો લેહેરા ઉઠે એતો આ જગત લેહેર રૂપે મીથ્યા છે પણ જળરૂપી પરમાત્મા સત્ય જોવા જોઇએ, વળી કાર્ય કા રણ કહે છે કે કાર્ય કારણથી જુદું નથી તેમાં જગત કા- ર્યરૂપ છે તો કારણરૂપ પરમાત્મે જોવા જોઇએ. માહારાજ

બોલ્યા કે ચકા ભગત તેં બોત અતી પ્રશ્ન કર દીયા. હે-
મ સતરૂપ ચીદાકાશ જ્ઞાન સરૂપ અખંડાનંદ હે તીસકા
વિશેષણુ હે તે સાંભળો. સત, ચીત્ત, આણુંદ બ્રમ,
ત, અજ, અખંડ, સો પ્રકાશ, નિરગુણુ, અપાર, અચળ,
અનંત, નિરવિષે, નિરાબાધ, નીરંજન, આ વેદમાં સુરતી-
ઓ કહે છે તે આ જ્ઞાનનું વિજ્ઞાન સમજવા માટે બ્રમની
ષ્ટ ગુરૂને શરણે જવું તે ગુરૂના સબદની લક્ષણાથી સમ-
જવાનું છે. પોતાના અનુભવથી ગુરૂસાન સમજી જ્ઞાન નેત્ર
થી જોશો તો ચીદાકાશ જ્ઞાન સતરૂપે છે. તે ઠુંઠાને ઠેકા-
ણે દોરડીને ઠેકાણે છીપને ઠેકાણે જળને ઠેકાણે કનકને ઠે-
કાણે સુરજને ઠેકાણે ચીદાકાશ જ્ઞાનરૂપ સોઈ વસ્તુ સત હે.
જ્ઞાન નેત્રથી દરશાય છે એ જીવ જીવન મુક્ત થાય છે.
પ્રેમ લક્ષણાથી એક ચીત્તથી ધ્યાન થવાથી ધેરૂપ બની જા
ય છે. અખંડ આનંદની પ્રાપ્તિ રહે છે. કોઇ કાળે અપ્રાપ્ત
થતો નથી. જગતમાં દસરા ને દીવાળીનો આણુંદ તે દી-
વશે થાય છે તેવો આણુંદ જીવનમુક્તા પુરૂષને સદા થાય
છે જેમ કલ્પવૃક્ષ મનવાંછીત ફળ આપે છે તેમ ધેરૂપથી
જે સંકલ્પ કરે તે સત્ય વસ્તુ બની આવે છે માટે પાંચ
તત્વ તે પ્રભુ જાણુ. બીજુ સરૂપ તે મીથ્યા વાણુ. શાસ્ત્રમાં
પાંચ તત્વને જડ માને છે, તત્વના થુલ ભાગને માને છે.

## સમાપ્ત.

આ પુસ્તક પરમારથે આપવાનાછે, અધીકારી જોઇને આપવામાં આવશે.




| | | | |
|---|---|---|---|
| ગુણુ નીરગુણુ | કે | ચીદાઆકા | સ |
| ભાગ ત્યાગ | પર | લક્ષણુતો | સ |
| અવિધાચુર | કે | અનુભવતો | સ |
| નામરૂપ | પર | ચકલરામ | સ |

## દુમીલા છંદ. સુડી પ્રબંધ.

ગુણુ નીરગુણુકે પર, ચીદાકાસમે;
ભાગ ત્યાગકે પર, લક્ષણુતો સમે;
અવિધા ચુરકે પર, અનુભવતો સમે;
નામ રૂપકે પર, ચકલરામ સમે.



## જીવરાજ ગરાશીયાનુ ફારસ.

વીશ્વમાં અંતઃકરણ નામના દેશમાં ચોદાભાસ રૂપે જીવરામ નામનો ગરાસીયો રહે છે તે ગરાસીયાને અહંકાર નામનો સાંતી હતો. તે સાંતીને અવિદ્યા નામની પત્નિ છે તે પત્નિને બે પુત્ર હતા તેમાં મોટાનું નામ મોહ તથા નાનાનું નામ લોભ હતુ તે બંનેની પત્નિઓમાં મોહની, આશા નામની પત્નિી હતી તથા લોભની ત્રસ્ના નામની પત્નિ હતી. એ છએ છાટકાં હતા. અન્યાઈ, ઠગ તથા ધુતારા ઢોંગી હતા, તથા અવગુણીઆ હતા. આશા તથા ત્રસ્ણા જીવરાજ ગરાસીયાને ભમાવે છે, તરેહ તરેહના વઈભોગ લેવા જીવરાજને મોહમાં નાંખે છે પણ પઈસા વગર બને નહી. જીવરાજને આશા તો ઘણી બંધાય છે મારા કાકાનો વાંટો વીઘા સોનો તે ઠગીને લખાવી લઉ. કઈક જણાને દગો કરીએ તો મારી પાસે ધન આવે એમ મોહથી આશા બંધાય છે ને આશાને લીધે જીવરાજ ભટકયો કરે છે એમ કરતાં ધનની પ્રાપ્તિ થોડી થોડી થઇ. પછી લાલચુ લોભ ઉઠયો તે થોડા ધનથી વઈભોગનું સુખ નહી લેવાય ને થોડા ધનને વાપરી નાંખીએ તો પાછા ભીખારી થઇ જઈએ. હવેથી નવુ ધન આવે તો વાપરીએ. જીવરાજ લોભથી લલચાયા ને ત્રસ્ણા તો તરફડીયાં માર્યાં કરેછે તો શું કરીએ. એમ કરતાં આશાને ત્રસ્ણાને જેમ જેમ ધન મળે છે તેમ તેમ ઉલસવા માંડી. સો વીઘા જમીન ખેડાવતાં વળી બસો વીઘાની ત્રસ્ણા થઈ એમ કરતાં કરતાં

ત્રણસો ચારસો વીઘાનું વાવેતર કરવા માંડયું તેમાં કપાસ વાવતા. તેમ જીવરાજની ત્રસણા વધતી જાય છે તેનો પતિ લોભ કહે છે જીનનું કારખાનું લાવીએ તો રૂનો વેપાર થાય તો પછી ધન ઘણું પ્રાપ્ત થાય. આશા, ત્રસણા, લોભ અને મોહ એ ચારે જણ જીવરાજને રાતના ચાર વાગે ઉઠાડે છે અને રાતના બાર વાગે સુવા પામે છે. જીવરાજની આશા તો લાંબી ફલંગો મારતી જાય છે તેમ કરતાં શ્રમ ઘણો પડવાથી હીમત ભાગી શરીર સુકાવા માંડયું. તેમ કરતાં કરતાં જીવરાજ માંદા પડયા ધનના વીચારમાં કંપવાયુ થયો અને સાધે સાંધા અચકી જઈ શરીર બહુ નરમ થઈ ગયું ને ખાટલે શરણ થયા. ત્યાં આગળ જીવરાજની બે પત્નીઓ આવી તેમાં એકનું નામ પરવરતી—નીરવરતી દયા હતુ પણ પરવરતીનો પરીવાર પુત્ર પુત્રાદીક મળીને બધી મીલકતનું ટાંચણ કરી લીધું. જીવરાજનું કહેવું એવું થયું કે તે મધેથી મને ધન આપો કે જેથી હું ધરમ કરૂં તેથી સગા કહેવા લાગ્યાં કે ડોસાને ગાંડછા આવી કે કાંઇ વળગણ વળગ્યું હશે. વળી કહેવત છે કે ઘડપણમાં ગતી જાય બાળકબુદ્ધી થાય જીવરાજે દસ હજાર રૂપીઆ ખરચીને ઢહેલી બંધાવેલી હતી તે ડહેલીની ઓશરીમાં જીવરાજનો ખાટલો મુકયો તેથી જીવરાજ ઉદાશી થયા. અને વીચાર કરે છે કે ઘડપણમાં હું ગાંડો ઠરયો જે વઈભવ લેવાનો હતો તે મારાથી લેવાયો નહી નકામો કુટાઇ મુવો. સગાંએ સગપણ ન

રાખ્યું મને એકાંતમાં નાંખ્યો. રોટલા અપ્રીણુ ને પાણી શી વાય કાંઇ મારો અધીકાર રહયો નહી ત્યારે જીવરાજ નીર વરતી દયા નામની પત્નિને બોલાવીને પગે લાગવા માં- ડયું ત્યારે નીરવરતી દયા કહે છે કે મારા ભાઇઓને બો- લાવી લાવું તેના ભાઇઓ ત્યાં આવીને બેઠા તેમના નામ. એકનું નામ વિવેક હતું બીજાનું નામ વઇરાગ્ય હતું તે પુરૂષોની પત્નીઓ સંગાથે આવી. વીવેકની પત્નીનું નામ બુદ્ધી હતું તથા વઇરાગ્યની પત્નીનું નામ ભક્તી હતું. તે ચારે જણ જીવરાજની કને આવ્યા ત્યારે જીવરાજ પગે લાગી ને બોલ્યા મારૂ રળ્યુ ખપ્યુ સરવે હું ખોઇ બેઠોછું ને ઘરમાં હવેથી કોડીનોએ અધીકાર રહયો નથી. સગાં હતાં તે શ તરૂ થયાં, સગપણુ ખોયું, જીવતર ખોયું. એટલામાં આશા આવી, ત્રરણાએ કહ્યું સાજો થઉ તો પુંજી મારે કબજ ક રૂ, ખઇ પીને મોજ કરૂ ને ધરમાદામાં ધન આપુ એટલે ચારે જણા બોલ્યા કે તમો આગળ પહેલા સમજ્યા નહી ગયા ધનની શી આશા. લોભ, મોહ, આશા, ત્રરણાને છો- ડી દો. ત્યારે જીવરાજ બોલ્યા કે આષા ત્રરણા લોભ મોહ માહારો કેમ જાય કાંઇક ઉપાય બતાવો. ત્યારે વિવેક પુરૂષ વીચાર કરીને બોલ્યો તમારા ઘરમાં અહંકાર સાંતીના પ- રીવાર સહીત કહાડી મુકો તો તમે સુખી થાઓ. એ ન- બળા છે કોઇ સારા સબળાની સોબત કરશો તો નબળાને કહાડી મુકશે. ત્યારે વીવે[illegible] [illegible]ગ્ય, [illegible]ક્તી, બુદ્ધી, બોધ કરવાથી જીવરાજને [illegible] [illegible] સાં

ડી. સંતોષ નામનો પુરૂષ હતો તેમની પત્ની નામે શાંતી હતી તેને બુદ્ધીએ ભલામણ કરી. જીવરાજ કહે છે કે એ બંનેનો સંગ છોડશો નહી. આ ખરેખરો ઉપાય બતાવુછુ તમારા ઘરમાં સાંતી અહુંકારના દીકરા મોહ ને લોભ તેને મારી કહાડશે સંતોષ બળવાન છે સાંતી આશાને ત્રસ્ણાને મારશે, શાંતીનો મહીમા આખા વિશ્વમાં પ્રસર્યો છે શાંતી ને સંતોષનો સમાગમ કરતાં જીવરાજ ખુશી થયા. ચોટા ચોટીયો છ જણાનો સંગ કરનાર મહા દુઃખી થશે જ્યાંસુધી તેનો સંગ ના છોડે ત્યાંસુધી હાય હાય કરતો ફરતો ફરે છે ભલેને વીકટોરીયા મોટરમાં બેસે, ભલે બાગ બગીચા બગલા કરે, જાણે સનેપાત રોગ વળગ્યો. મોહ માયાનો બાંધેલો જીવરાજ લોભની લાલચમાં લપટાઇ ગયા. વાસનાના બંધાએલા જીવરાજ ત્યારે શાંતીને સંતોષ સતસંગરૂપી છરાથી છેદી નાંખ્યા. બહાર કહાડયા ને વળી સંતોષ બળવાન હતો તે જીવરાજને જ્ઞાનરૂપી કીલ્લામાં બાંધી રાખ્યા અને વીજ્ઞાન અઉષધની દવા ખવરાર્વી. ચીદાકાશ જ્ઞાનતત્વ જીવરાજને ચીદાભાસ રૂપનું તમામ જ્ઞાન કરી દીધું પોતાના સ્થુલ તત્વ, સુક્ષ્મ તત્વ, કારણુ તત્વ, મહાકારણુ તત્વ, જ્ઞાન તત્વ, ધનની ખાણે ખાણો બતાવી. તે જીવરાજે પાસે રાખી. જીવરાજનું દેહનું નીમીત આવી રહયું, ને જીવરાજની દેહ છુટી, તુરીયા અવસ્થા થઇ ગઇ.

દોહરો.

ચકલ કહે ચેતો સહુ, સમજો શાણાજન;
જીવરાજનું ફારસ વાંચજો, પછી મનમાં કરો મનન.

**અંગ, બંગ, રંગ, ઢંગ અને સંગ.** અંગ એટલે શું ? સારૂ રૂપ જોવું તે. બંગ એટલે શું ? તેનો ચેહેરો જોવો તે. રંગ એટલે શું ? ધોળો છે કે કાળો છે. ઢંગ એટલે શુ ? ડાહ્યો છે કે ગાંડો છે. સંગ એટલે શું ? એને સંગ સારાનો છે કે નઠારાનો. આ જ્ઞાનની વાત નથી પણ વહેવારમાં માણસની પરીક્ષા જોવાની છે.

**ન્યાય, નીતી, વીવેક, અને વહેવાર.** આ ચાર જગતમાં સુખાકારી છે એ પ્રમાણે ચાલે તો તેને કોઇ પ્રકારે ધોકો લાગે નહી.

હથીઆર જગતમાં ત્રણ છે. **ધાર, ધબાકો અને અણી.** ધાર વિશ્નુની છે. ધબાકો શક્તીનો છે. અણી શંકરની છે. આ ત્રણથી જે માણસ બચાવ કરીને ચાલે તેને દુઃખ થાય નહી.

**ટેમ, તોલ અને માપ.** આ જગતમાં વહેવાર ચલાવનારા છે. ટેમ સાચવવો તેને તકરાર થાયજ નહી. તોલ બરાબર રાખે તેને પણ તકરાર થાયજ નહી. માપથી જે માણસ ચાલે તેને કોઇ પણ પ્રકારનો ધોકો લાગે નહી.

કામ જેટલાજ અક્ષરો બોલવા, તેમાં જાડુ થોડુ બોલાય.